વચનને માન્ય કરી મોટાભાઈ સહિત તે દસ ભાઈઓએ બ્રહ્મદેવપણું મેળવવાની ઇચ્છાથી ધ્યાન ધર્યું. ધ્યાનમાં આસક્તબુદ્ધિ થવાથી ચિત્ર-માં જાણે આલેખેલી પ્રતિમા હોય તેવી રીતે ઊભા રહીને તેઓ આંતર્વૃત્તિથી ચિંતવન કરવા લાગ્યા. 'પ્રફુલ્લિત થયેલું કમળ અમારું આસન છે; અમે જગતને સર્જનાર બ્રહ્મા છીએ; કર્તા, ભોક્તા તથા મહેશ્વર પણ અમે છીએ. અમારી યજ્ઞમૂર્તિ છે તથા શિક્ષા વગેરે અંગ અને પુરાણ વગેરે ઉપાંગ સહિત યજ્ઞ કરનાર મહર્ષિઓ તથા સરસ્વતી અને ગાયત્રીથી યુક્ત મૂર્તિમાન વેદ આ અમારી પાસે છે અને અમે તેમને ઉત્પન્ન કરેલા છે. લોકપાલનું આક્રમણ કરી સિદ્ધમંડળ જેમાં ફરે છે એવો અત્યંત સૌભાગ્યવાળો સ્વર્ગલોક અમારી પાસે છે. આ ભૂમંડળ ત્રિલોકીરૂપી સ્ત્રીના કાનના કુંડળરૂપ છે અને તેની અંદર પર્વત, દ્વીપ, સમુદ્ર તથા વન રહેલાં છે. દૈત્યગણ તથા દાનવગણથી યુક્ત આ પાતાલલોક છે અને તેમાં મર્ત્યધર્મથી રહિત અપ્સરાઓ રહેલી છે. પ્રજાને શોભાવનાર આ મહાબાહુ ઇન્દ્રદેવતા પણ અમારા દેહમાં છે અને પવિત્ર યજ્ઞનો ભાગ ભોગવનાર તે ઇન્દ્ર ત્રૈલોક્યના એક નગરનું પાલન કરે છે. બાર સૂર્યદેવતા પોતાની કાંતિરૂપ પાશથી દિશાના સમૂહને ધારણ કરે છે અને ચૈત્ર વગેરે માસના ક્રમથી પૃથ્વીમાં તપ્યા કરે છે. ગાયોનું પાલન કરનાર પોતાની મર્યાદાથી જેવી રીતે ગાયોના સમૂહનું રક્ષણ કરે છે, તેવી રીતે લોકપાલ પણ શુદ્ધ વૃત્તિથી પોતાના લોકનું રક્ષણ કરે છે. જળના તરંગો જેવી રીતે જળમાં ઊંચા ચડે છે, ડૂબી જાય છે, પાછા સ્ફુરે છે અને પાછા પડે છે, તેવી રીતે પૃથ્વીનાં માણસો અનેક પ્રકારના વૈભવને લીધે શોભે છે, ડૂબી જાય છે, વળી વિલસે છે અને વળી પતન પામે છે. આ સર્ગને અમે ઉત્પન્ન કરીએ છીએ, સંહારીએ પણ છીએ અને પારમાર્થિક સ્વરૂપમાં રહી અમે શાંતિ પામીએ છીએ. આ સંવત્સર ચાલ્યો ગયો, હવે એક યુગનો કાળ ગયો અને આ સૃષ્ટિના સંહારનો કાળ આવ્યો. આ આખો કલ્પ ચાલ્યો ગયો, હવે આ બ્રહ્માની રાત્રિનો વિસ્તાર થયો અને પૂર્ણ આત્માવાળા અમે આત્મા વિષે રહેલા છીએ.' આ પ્રમાણે ધ્યાનબુદ્ધિથી ઇન્દુ બ્રાહ્મણના તે દસે પુત્રો જાણે શિલામાં કોતરેલા હોય તેમ સ્થિરપણે ઊભા રહ્યા. એ પ્રમાણે દર્ભના આસન ઉપર બેઠેલા તે દશે ભાઈઓની બ્રહ્માકાર વૃત્તિ થઈ ગઈ, તેથી તેઓ કમળના આસનની કલ્પનાને લીધે તુચ્છવૃત્તિનો ત્યાગ કરી બ્રહ્માપણાના ભાવથી શોભવા લાગ્યા.

**अधिगतकमलासनक्रमास्ते परिगलितेतरतुच्छवृत्तिजालाः । सततमतितरांकुशासनस्था श्चिरमिति पंकजकल्पने विरेजुः ॥५१॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ઐંદવસમાધાન' નામનો સર્ગ ૮૬ મો સમાપ્ત

# સર્ગ ૮૭ મો*

## ઇંદુ બ્રાહ્મણના દશ પુત્રોનો બ્રહ્મભાવ

भानुरुवाच

**पितामह क्रमे तस्मिंस्ततस्ते बहुभावनात् ।**
**कर्मभिस्तैः समाक्रांतमनस्कास्तस्थुरादृताः ॥१॥**

સૂર્યદેવતા બોલ્યા : હે પિતામહ! એ પ્રમાણે ઇન્દુબ્રાહ્મણના તે દશ પુત્રો તમારી પેઠે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ તથા પાલનમાં પોતાનું મન રાખી રહ્યા. જ્યાં સુધી સુકાયેલાં પાંદડાંની પેઠે તાપ તથા પવનથી કાળે કરીને સુકાઈને તેમનો દેહ પડી ગયો નહિ, ત્યાં સુધી તેઓ આદરથી તેમ ને તેમ ઊભા રહ્યા. ત્યાર પછી આમતેમ પડેલાં સારાં ફળને જેમ વનવાસી વાંદરાં ખાઈ જાય, તેમ માંસનો આહાર કરનારા વનવાસી મૃગો તથા પક્ષીઓ તેમના દેહનું ભક્ષણ કરી ગયાં. એ પ્રમાણે દેહ પડી ગયો ત્યાં સુધી પણ તેમની વૃત્તિ બહારના

* આ સત્યાશીમા સર્ગમાં બ્રહ્મભાવને પામેલા તે બ્રાહ્મણના દશ પુત્રોના દેહનું પક્ષીઓ ભક્ષણ કરી ગયાં તથા તેમની સૃષ્ટિમાં ભાવના હતી, તેથી દશ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં તથા પ્રત્યેક સર્ગમાં તે જ પ્રમાણે સ્થિતિ છે વગેરે કહેવામાં આવશે.

પદાર્થમાં ન આવી: પણ તે જ પ્રમાણે બ્રહ્માના ભાવમાં સ્થિર રહી અને ચાર યુગના અંતે કલ્પનો ક્ષય થયો ત્યાં સુધી તેઓ ઊભા રહ્યા. હે વિભુ! પ્રલયસમયે જ્યારે કલ્પનો ક્ષય થવા લાગ્યો, બાર સૂર્ય વધારે તપવા માંડયા, કઠિન શબ્દ કરતા મેઘ વરસવા માંડયા, કલ્પનો તીવ્ર વાયુ વાવા માંડયો અને એકાર્ણવમાં પ્રાણીમાત્રનો ક્ષય થયો, ત્યારે તમે રાત્રિસમયે સર્વનો સંહાર કરીને યોગનિદ્રામાં શયન કર્યું. ત્યાં સુધી તે ઇંદુ બ્રાહ્મણના દસે પુત્રો બ્રહ્માપણાની ભાવનાથી તેમ ને તેમ ઊભા રહ્યા. રાત્રિના અંતે જાગ્રત થઈને તમને આજે સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ છે, પણ તે બ્રાહ્મણો તો બ્રહ્મભાવની ઉચ્ચ ભાવના-માં જ તેમના તેમ રહ્યા છે. હે બ્રહ્મદેવ! તેમાં દશ બ્રહ્મા છે તથા મનરૂપી આકાશમાં રહેલા તે જ આ દશ સંસાર છે. હે વિભુ! તે દશ બ્રહ્માંડના એક બ્રહ્માંડનો હું સૂર્ય છું અને કળા વડે કર્મમાં જોડાયેલો છું. આમ હે કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવ! આ દસ બ્રહ્માંડની ઉત્પત્તિ કેમ થઈ એ તમે મને પૂછ્યું હતું; તેનો મેં તમને ઉત્તર દીધો. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો અને આ દશ બ્રહ્માંડ મનોમાત્ર છે માટે તમારી નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં વિરોધ નથી. વિવિધ કલ્પનાઓ વડે આકાશથી વ્યાપેલું એવું આ જે ઉત્તમ જગત ઉત્પન્ન થયું છે, તે માત્ર બહાર તથા અંતરની ઇન્દ્રિયોની જાળની પેઠે બંધનરૂપ છે અને પોતાના ચિત્તમાં ભ્રમરૂપ છે. ૧-૨૧

**विविधकल्पनया वलिताम्बरं यदिदमुत्तम-जागतमुत्थितम् । करणजालकमाहितमोहनं तद-खिलं निजचेतसि विभ्रमः ॥ १२ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'દશજગદ્વર્ણન' નામનો સર્ગ ૮૭ મો સમાપ્ત

# સર્ગ ૮૮ મો+

## ઐંદવોપાખ્યાનની સમાપ્તિ

ब्रह्मोवाच

**ब्राह्मणो ब्राह्मणाः भानुरित्युक्त्वा ब्राह्मणो मम । ब्रह्मन् ब्रह्मविदां श्रेष्ठ तूष्णीमेव बभूव सः ॥१॥**

બ્રહ્મા બોલ્યા : હે બ્રહ્મન્! હે બ્રહ્મજ્ઞાનીમાં શ્રેષ્ઠ વસિષ્ઠઋષિ! દશ બ્રહ્માંડમાં આ જે દશ બ્રહ્મ જોવામાં આવે છે, તે ઇન્દુબ્રાહ્મણના દશ પુત્રો છે, એ પ્રમાણે કહીને સૂર્યદેવત્ ચૂપ રહ્યા. ત્યાર પછી ઘણી વાર સુધી વિચાર કરીને મેં સૂર્યદેવતાને કહ્યું કે, 'હે ભાનુ! જ્યારે આ દશ બ્રહ્માંડ રહેલાં છે, ત્યારે બીજું શું ઉત્પન્ન કરું તે તમે કહો. હે ભાસ્કર! આ દશ બ્રહ્માંડ છે, તે છતાં હું નવી સૃષ્ટિ પેદા કરું તેમાં ફળ શું?' હે મહામુનિ! એ પ્રમાણે જ્યારે મેં સૂર્યદેવતાને કહ્યું ત્યારે તેમણે વિચાર કરીને આ પ્રમાણે યોગ્ય વચન કહ્યું.

સૂર્યદેવતા બોલ્યા : હે પ્રભુ! તમે ચેષ્ટારહિત છો તથા ઇચ્છારહિત છો. તમારે સૃષ્ટિથી શું પ્રયોજન છે? હે જગત્પતિ! આ સૃષ્ટિ તો માત્ર તમારો વિનોદ છે. હે પ્રભુ! સૂર્યથી જળના સૂર્ય-રૂપી પ્રતિબિંબ પડે છે, તેવી રીતે નિષ્કામ એવા તમારાથી સૃષ્ટિની ઉત્પત્તિ પ્રતિબિંબરૂપે થાય છે. પણ હે ભગવન્! તમને શરીરની પ્રાપ્તિમાં તથા શરીરના ત્યાગમાં રાગ કે દ્વેષ નથી. હે દેવ! તમે વિનોદને માટે આ જગતને પુનઃ ઉત્પન્ન કરો છો. હે ભૂતપાલક! સૂર્ય રાત્રિસમયે દિવસનો સંહાર કરીને જેમ પ્રાતઃકાળે પુનઃ દિવસનો ઉદય કરે છે, તેમ તમે જગતનો સંહાર કરીને પુનઃ આ જગતનો ઉદય કરો છો. તમે જે સૃષ્ટિ ઉત્પન્ન કરો છો તે આસક્તિ રાખ્યા વિના માત્ર વિનોદને માટે જ કરો છો. તમે એ કર્તવ્ય છે એમ

---

**+ આ અઠયાશીમા સર્ગમાં બ્રહ્માની અનાસક્તિએ કરીને સર્ગની સિદ્ધિ કહેવાશે તથા મને કરીને જેની દૃઢ સિદ્ધિ થઈ હોય તેનો બીજાથી નાશ થતો નથી, એમ બતાવવામાં આવશે.**

સમજીને કરો છો, પણ તેમાંથી સ્વાર્થ સાધવાની તમે ઈચ્છા કરતા નથી. સૃષ્ટિ કરવી એ તમારું નિત્યકર્મ છે માટે જો તમે સૃષ્ટિ ઉત્પન્ન નહિ કરો, તો નિત્યકર્મનો ત્યાગ થવાથી તમને બીજું શું ફળ પ્રાપ્ત થશે? નિર્મળ આરીસો જેવી રીતે પ્રતિબિંબની ક્રિયા કરે છે, તેવી રીતે સત્પુરુષે પોતાનું કર્તવ્યકર્મ તેમાં આસક્ત થયા વિના કરવું જોઈએ. બુદ્ધિમાન માણસને કર્મ કરવામાં જેમ કામના હોતી નથી, તેમ કર્મનો ત્યાગ કરવામાં પણ કામના હોતી નથી; માટે પરમાર્થથી તો સુષુપ્તિ જેવી અને પ્રતીતિથી તો સ્વપ્ન જેવી નિષ્કામ બુદ્ધિ વડે યથાપ્રાપ્ત કર્મ કરો. હે સુરેશ્વર! હે જગન્નાથ! જો બ્રાહ્મણના દશ પુત્રોએ કરેલી સૃષ્ટિથી જ તમે સંતોષ પામશો, તો હવે પછી પણ તેઓ પોતાની સૃષ્ટિથી તમને સંતોષ પમાડશે. વળી જે આ સૃષ્ટિ થયેલી છે, તેને તમે ચિત્તરૂપી નેત્રથી જોઈ શકો છો; પણ સાક્ષાત્ ચક્ષુઈન્દ્રિયથી જોઈ શકતા નથી માટે ચક્ષુથી જોઈ શકાય તેવી સૃષ્ટિ તમે કરો. જે માણસે પોતાના મનથી સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય, તે જ માણસ તે સૃષ્ટિને પોતાનાં નેત્રથી જોઈ શકે છે, પણ બીજો જોઈ શકતો નથી. માટે બ્રાહ્મણોની કરેલી સૃષ્ટિને તમે તમારાં નેત્રથી જોઈ શકશો નહિ. તેમ બ્રાહ્મણોની કરેલી સૃષ્ટિનો કોઈનાથી નાશ પણ થાય તેમ નથી; કારણ કે તેમણે પોતાના ચિત્તના દૃઢપણાથી સૃષ્ટિ કરેલી છે. હે બ્રહ્મન્! કર્મેન્દ્રિયો વડે કરેલા પદાર્થનો નાશ થઈ શકે છે. પણ મનઃકલ્પિતનો નાશ કોઈનાથી થઈ શકતો નથી. જે માણસના મનમાં કોઈ જાતનો દૃઢ નિશ્ચય બંધાય છે. તે નિશ્ચય પોતાને ફેરવવો હોય તો તે ફેરવી શકે; પણ બીજા માણસથી તેના મનના નિશ્ચયનું નિવારણ થતું નથી. દેહનો નાશ થાય તોપણ ઘણા કાળના અભ્યાસથી મનમાં જે દૃઢ નિશ્ચય થયો હોય તેનો નાશ થતો નથી; વળી તેનો શાપથી પણ નાશ થતો નથી. જે માણસના મનમાં જેવો દૃઢ નિશ્ચય બંધાય છે, તે નિશ્ચયરૂપ જ તે પુરુષ છે, માટે તેનો નિશ્ચય ફેરવવા સારુ એક માત્ર જ્ઞાન જ ઉપાય છે. પથ્થરમાંથી ફણગો ફૂટવા માટે જેમ તેની ઉપર પાણી રેડવું વ્યર્થ છે, તે પ્રમાણે તે સિવાયના બીજા ઉપાયો પણ વ્યર્થ છે. ૧–૨૧

**यद्वद्यपीठमभितो मनसि प्ररूढं तद्रूपमेव पुरुषो भवतीह नान्यत्। तद्बोधनादितरमत्र किलाभ्युपायं शैलौघसेकमिव निष्फलमेव मन्ये ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ઐંદવનિશ્ચયકથન' નામનો સર્ગ ૮૮ મો સમાપ્ત

# સર્ગ ૮૯ મો+

## ઇંદ્ર તથા અહલ્યાનું આખ્યાન-મનનો દૃઢ નિશ્ચય

भानुरुवाच

**मनो हि जगतां कर्तृ मनो हि पुरुषः परः।**
**मनःकृतं कृतं लोके न शरीरकृतं कृतम् ॥१॥**

સૂર્યદેવતા બોલ્યા: મન જ જગતનો કર્તા છે અને મન જ પરમપુરુષ (હિરણ્યગર્ભ) છે. લોકમાં મનથી જે કર્યું હોય તે જ કર્યું ગણાય છે, પણ શરીરનું કરેલું એ કર્યું ગણાતું નથી. ઈન્દુ બ્રાહ્મણના દસ પુત્રો સામાન્ય બ્રાહ્મણો હતા, તેઓ મનની ભાવનાથી બ્રહ્માની પદવીને પામ્યા.જુઓ એ મનની શકિત! મનથી ભાવના પામેલા દેહ દેહપણાને પામે છે, પણ દેહની ભાવનાથી તે જોડાયો નથી, તેથી જન્મ—મરણ વગેરે દેહના ધર્મ તેને બાધ કરતા નથી. બાહ્ય દૃષ્ટિવાળા માણસને સુખદુઃખ વગેરે થાય છે, પણ અંતર્મુખ વૃત્તિવાળા યોગીને પ્રિય–અપ્રિય તથા સુખ–દુઃખ આવતું નથી. માટે મન એ જ આ જગતરૂપી વિવિધ વિભ્રમનું મુખ્ય કારણ છે. તેમાં ઈન્દ્રનું અહલ્યા સાથેનું વૃત્તાંત આ સ્થળે દૃષ્ટાંતરૂપ છે.

બ્રહ્મા બોલ્યા: હે ભગવન્! હે અંધકારનો નાશ કરનાર સૂર્યદેવતા! અહલ્યા તથા ઈન્દ્ર કોણ હતા? તેમનું વૃત્તાંત કહો, એટલે તેનું શ્રવણ કરવાથી પવિત્ર જ્ઞાન થાય.

---

+ **આ નેવ્યાશીમા સર્ગમાં મનનો દૃઢ નિશ્ચય બીજા યત્નથી મટી શકતો નથી, એ વિષે ઈન્દ્ર તથા અહલ્યાનું આખ્યાન કહેવામાં આવશે.**

સૂર્યદેવતા બોલ્યા : હે દેવ! પૂર્વકાળમાં મગધ દેશમાં પુરાણ કાળના ઈન્દ્રદ્યુમ્નરાજાના જેવો પરાક્રમી એક બીજો 'ઈન્દ્રદ્યુમ્ન' નામનો રાજા હતો. જેમ ચંદ્રમાને 'રોહિણી' નામની સ્ત્રી છે, તેમ તે ઈન્દ્રદ્યુમ્નરાજાને 'અહલ્યા' નામની સ્ત્રી હતી. તેનું મુખ ચંદ્રબિંબ જેવું હતું અને નેત્ર કમળ જેવાં હતાં. તે રાજાના ગામમાં 'ઈન્દ્ર' નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ઘણો બુદ્ધિમાન હતો, પણ વ્યભિચારી હતો. એક સમયે રાજરાણી અહલ્યાએ કથાપ્રસંગમાં એવી વાત સાંભળી કે, ગૌતમઋષિને અહલ્યા નામની સ્ત્રી હતી અને તેને ઈન્દ્રદેવતાની સાથે પ્રેમ હતો. આ વાત સાંભળી તે રાજાની સ્ત્રીને પણ ઈન્દ્રના ઉપર અનુરાગ ઉત્પન્ન થયો, તેણે વિચાર કર્યો કે, 'હું પણ અહલ્યા છું, માટે ઈન્દ્ર મારી પાસે આસકત થઈને કેમ ન આવે?' આવા વિચારથી કપાઈ ગયેલી લતા વનમાં જેમ સુકાય છે, તેમ તે અહલ્યા કેળનાં પાંદડાંની પથારીમાં પણ (ઈન્દ્ર ઉપરના પ્રેમને લીધે કામજ્વરથી) તરવા લાગી. ગ્રીષ્મ ઋતુના તાપથી તપી ગયેલી પૃથ્વી ઉપર તરફડતી માછલીની પેઠે તેને તે રાજાની સમગ્ર સંપત્તિમાં પણ ખેદ થવા લાગ્યો. 'આ ઈન્દ્ર છે, આ ઈન્દ્ર છે' એવી રીતે તે પ્રલાપ કરવા લાગી અને પરવશપણાથી તેણે લજ્જાનો પણ ત્યાગ કર્યો. આ પ્રમાણે તેનું દુ:ખ દેખી સ્નેહથી તેની સખીએ તેને કહ્યું કે, 'હે પ્રિયે! હું ઈન્દ્રને તારી પાસે તેડી લાવીશ' સખીનાં એવાં વચનો સાંભળીને તેનાં નેત્રો પ્રફુલ્લિત થયાં અને કરમાઈ ગયેલ કમલિની જેમ પ્રફુલ્લિત થયેલી કમલિનીના પગમાં પડે તેમ સખીના પગમાં પડી. ત્યાર પછી દિવસ અસ્ત થયો અને રાત્રિ પડી ત્યારે તે સખી પ્રથમ કહેલા 'ઈન્દ્ર' નામના બ્રાહ્મણના ઘરે ગઈ. તે તેને યુકિતથી સમજાવીને રાત્રિએ ઉતાવળથી અહલ્યાની પાસે તેડી લાવી. પછી ચંદન તથા પુષ્પના લેપવાળા તે ઈન્દ્રબ્રાહ્મણ સાથે રાજાની રાણી અહલ્યાએ પોતાના ગુપ્ત મંદિરમાં રતિસુખ ભોગવવા માંડયું. વસંતઋતુ જેમ પોતાના રસથી વલ્લીને વશ કરે તેમ હાર તથા બાજુબંધ વગેરે ઘરેણાંથી શોભતા તે બ્રાહ્મણે સુરતક્રીડાથી તે રાણીને વશ કરી લીધી. તે રાણી પણ તેમાં આસકત થવાથી આખું જગત બ્રાહ્મણમય દેખવા લાગી અને પોતાનો પતિ સમસ્ત ગુણથી યુકત હતો તોપણ તે તેનો અનાદર કરવા લાગી. ત્યાર પછી કેટલેક દિવસે રાણીના મુખરૂપી આકાશ ઉપરની ચાંદની ઉપરથી રાજાએ જાણ્યું કે, તેને ઈન્દ્રબ્રાહ્મણ ઉપર સ્નેહ છે. સંપૂર્ણ ચંદ્રના ઉદયથી રાત્રિવિકાસી કમળને આનંદ થાય, તેવી રીતે ઈન્દ્રબ્રાહ્મણના ધ્યાનથી તે રાણીનું મુખ-કમળ શોભવા લાગ્યું. સમસ્ત ઈન્દ્રિયોથી આકુળ થયેલો ઈન્દ્રબ્રાહ્મણ પણ અહલ્યામાં આસકત હતો, તેથી એક ક્ષણ પણ તેનાથી જુદો રહેતો નહોતો. આ પ્રમાણે ગાઢ સ્નેહથી પ્રત્યક્ષ રીત ચેષ્ટા કરનાર તે બંનેનું વૃત્તાંત રાજાએ સાંભળ્યું. તે વૃત્તાંત કટુ વ્યથા કરાવનારું હતું. પોતાની સ્ત્રીનો તથા ઈન્દ્રબ્રાહ્મણનો પરસ્પર સ્નેહ દેખી રાજાએ તે બંનેને દંડ દઈ શિક્ષા કરી. પ્રથમ રાજાએ તે બંનેને શીતળકાળમાં શીતળ જળાશય-માં નાખ્યા છતાં તે બંને ત્યાં ખેદ ન પામ્યાં અને આનંદ પામ્યાં. પછી તે બંનેને જળાશય-માંથી બહાર કાઢી રાજાએ પૂછ્યું કે, 'દુષ્ટ બુદ્ધિ-વાળાં! તમે ખેદ પામો છો કે નહિ?' ત્યારે તેમણે રાજાને જવાબ દીધો કે, 'અમારો બંનેનો પરસ્પરનો ભાવ દૃઢ બંધાયો છે, તેથી એકબીજાની અનિંદિત મુખકાંતિનું સ્મરણ કરતાં અમને દેહની પણ ખબર રહેતી નથી. તમે અમો બંનેને સાથે શિક્ષા કરી, તેથી તો નિશંકપણે અમને સમાગમ રહ્યો. આથી અમને હર્ષ થયો છે. હે મહીપતિ! સ્નેહને લીધે અંગ ચિરાઈ જાય તો પણ અમને મોહ થાય તેમ નથી.' પછી તે બંનેને (અગ્નિની) ભઠ્ઠીમાં નાખવામાં આવ્યાં, ત્યાં પણ દુ:ખ થવાને બદલે તેઓ એકબીજાના સ્મરણથી હર્ષ પામીને આનંદ પામવ લાગ્યાં. રાજાએ પૂછ્યું ત્યારે તેમણે 'અમને આનંદ જ છે.' એવી રીતે પ્રથમની પેઠે ઉત્તર આપ્યો.

ત્યાર પછી તેમણે હાથીના પગે બાંધવામાં આવ્યાં ત્યાં પણ દુઃખ થવાને બદલે તેઓ અન્યોન્યના સ્મરણથી આનંદ પામ્યાં અને 'અમને આનંદ જ છે' એમ તેમણે કહ્યું. પછી તેમને ચાબખા મારવામાં આવ્યા, તોપણ તેઓ જરા ય ખેદ પામ્યાં નહિ અને પહેલાંની જેમ જ બોલ્યાં. પછી એમને જ્યારે પૂછવામાં આવતું ત્યારે તેઓ એનો એ જ ઉત્તર આપતાં હતાં. પછી ઈન્દ્રબ્રાહ્મણે પ્રથમની પેઠે જવાબ દીધો કે, 'હે મહીપાલક! આ આખું જગત મારે પ્રિયા( અહલ્યા )રૂપ છે માટે મને તમે જે શિક્ષા કરો છો તેનું કાંઈ પણ દુઃખ મને બાધ કરતું નથી. હે રાજન્! તમારી સ્ત્રી( અહલ્યા )ને પણ આ આખું જગત મારામય છે, તેથી તેને પણ તમારી કરેલી શિક્ષાનું દુઃખ નથી. તમે બીજી શિક્ષા કરશો તોપણ અમને બંનેને દુઃખ થશે નહિ. હે રાજન્! હું મનમાત્ર છું; મન છે તે જ પુરુષ છે. આ જે પ્રપંચ જોવામાં આવે છે, તે પણ મનનો જ વિસ્તાર છે. એકદમ કરેલા દંડના સમૂહથી વીર મનનું કોઈનાથી પણ ભેદન થઈ શકતું નથી. હે મહારાજ! ક્યા માણસની કઈ જાતની એવી શકિત છે કે જે શકિત વડે દૃઢ નિશ્ચયવાળા મનનું ભેદન થાય? ગમે તો દેહ વૃદ્ધિ પામો અને ગમે તો દેહ વીંખાઈ જાઓ, પણ પ્રિય પદાર્થમાં અભિનિવેશવાળું મન પ્રથમની પેઠે જ રહે છે અને ઈષ્ટ અર્થમાં પ્રવેશ કરેલી મનની સ્થિતિમાં ફેરફાર થતો નથી. તીવ્ર વેગવાળા મન વડે જેની ભાવના થયેલી હોય તેનો બાધ કરવાને શરીરમાં રહેલા ભાવ તથા અભાવ પણ સમર્થ થતા નથી. જે પદાર્થમાં મન બંધાયું હોય છે, તે પદાર્થને જ તે સ્થિરપણે જુએ છે, તે શરીરની ચેષ્ટાને જોતું નથી. હે રાજન્! વરદાન તથા શાપ વગેરે જે જે ક્રિયા છે તે પણ તીવ્ર વેગ વડે પદાર્થમાં પ્રવેશ કરેલ મનને ચલાયમાન કરવાને સમર્થ થતી નથી. મૃગલાં જેવી રીતે પર્વતને ચલાયમાન કરવાને સમર્થ થતાં નથી, તેવી રીતે મનને ઈષ્ટ હોય એવી વસ્તુમાંથી ચલાયમાન કરવાને કોઈ પણ પુરુષ સમર્થ નથી. દેવાલયમાં જેવી રીતે દેવી ભગવતીની પ્રતિમાની સ્થાપના છે તેવી રીતે મારા મનરૂપી કોશમાં સુંદર કટાક્ષવાળી આ સ્ત્રીની સ્થાપના થયેલી છે. આમ જેને ચારે બાજુ મેઘમાળા વીંટાયેલી હોય તેવા પર્વતને ગ્રીષ્મઋતુના તાપનું દુઃખ થતું નથી, તેમ જીવની રક્ષા કરનારી આ પ્રિયાની સાથે રહીને મને કાંઈ પણ દુઃખ થતું નથી. હે રાજા! જ્યાં જ્યાં હું રહું છું તથા પડું છું, ત્યાં ત્યાં ઇષ્ટસમાગમ વિના બીજો કાંઈ પણ અનુભવ મને થતો નથી. અહલ્યા નામની પ્રિયાની સાથે આ ઈન્દ્રનું મન બંધાયું છે, તે બીજે સ્થળે જાય તેમ નથી. હે ભૂપતિ! મેરુ પર્વત જેમ કોઈથી ચલાયમાન થતો નથી, તેમ એક કાર્યમાં પ્રવેશ થયેલું ધીરજવાળા પુરુષનું મન વરદાન તથા શાપના બળથી પણ ચલાયમાન થતું નથી. હે રાજા! વરદાન તથા શાપથી કદાપિ દેહની સ્થિતિ બદલાય છે, પણ ધીરજવાળું મન તો જેમનું તેમ રહે છે. હે રાજન્! વનમાં ઊગેલાં સર્વે વૃક્ષ તથા લતાના રસમાં જળ જ મુખ્ય કારણ છે, તે જ પ્રમાણે દેહમાં વૃથા ઉત્પન્ન થયેલા હાથ—પગ વગેરે શરીરના કટકા એ મનનું કારણ નથી, પણ મન છે, તે સર્વ શરીરના અવયવનું મુખ્ય કારણ છે. હે મહાત્મન્! આ જગતમાં આદ્ય શરીર મન જ છે અને મન વડે જ જગતમાં બીજા શરીરના સમૂહો કલ્પેલા છે. આદિ શરીર જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં ફળ થાય છે. એ આદિ શરીર એવા મન વિના શરીરના બીજા અવયવથી કાર્યની સિદ્ધિ થતી નથી. હે સુભાગ્યશાળી! અંકુરમાંથી વૃક્ષ તથા પલ્લવ વગેરે ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે દેહરૂપી વૃક્ષનું મન જ મુખ્ય અંકુર છે અને એ મનથી જ પલ્લવરૂપે દેહના અવયવો ઉત્પન્ન થાય છે. અંકુરનો નાશ થવાથી પલ્લવ વગેરે ઉત્પન્ન થતાં નથી અને પલ્લવનો નાશ થવાથી અંકુરનો નાશ થતો નથી. તે જ પ્રમાણે દેહનો ક્ષય થાય તોપણ મનરૂપી અંકુર અક્ષય હોવાથી તેમાંથી પાછા વિવિધ દેહના સમૂહ ઉત્પન્ન થાય છે;

પણ મનનો ક્ષય થવાથી દેહથી કાંઈ પણ કાર્ય થતું નથી. આથી તમે મનરૂપી રત્નનું સારી રીતે પાલન કરો. હે રાજન્ ! જે જે દિશામાં હું નજર નાખું છું, તે તે દિશામાં હરિણના જેવાં નેત્રવાળી આ સ્ત્રીને જ જોઉં છું. મારું મન પ્રિયામાં હોવાથી હું નિત્ય આનંદમાં જ રહું છું. તમારા નગરનાં માણસો તથા કારભારીનાં માણસો મને જે જે દુઃખ આપે છે, તે તે દુઃખ હું થોડી કે ઘણી વાર પણ દેખતો નથી. ૧—૫૪

**दिशि दिशि हरिणाक्षीमेव पश्यामि राजन् प्रिययुवतिमनस्त्वान्नित्यमानन्दितोऽस्मि । तव पुरप्रकृतीनां यत्फलं दुःखदायि क्षणमथ सुचिरं तत्तन्न पश्यामि किंचित् ॥ ५४ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રવાક્ય' નામનો સર્ગ ૮૯ મો સમાપ્ત

# સર્ગ ૯૦ મો*

## દેહનો નાશ થતાં પણ માનસિક ભાવનાનો નાશ થતો નથી

भानुरुवाच

**अथेंद्रेणैवमुक्तोऽसौ राजा राजीवलोचनः । मुनिं भरतनामानं पार्श्वसंस्थमुवाच ह ॥१॥**

સૂર્યદેવતા બોલ્યા : તે ઇન્દ્રબ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું ત્યારે કમળના જેવાં નેત્રવાળા તે રાજાએ પોતાની પાસે રહેલા ભરત નામના મુનિને નીચે પ્રમાણે કહ્યું.

રાજા બોલ્યો : હે ભગવન્ ! હે સર્વધર્મજ્ઞ! મારી સ્ત્રીનું હરણ કરનાર આ દુષ્ટ આત્માવાળા બ્રાહ્મણના મુખમાં નિર્લજ્જપણું છે, તેને તમે જુઓ. માટે હે મહામુનિ! આ બ્રાહ્મણે કરેલા પાપને યોગ્ય એવો તમે તેને શાપ આપો; કારણ કે જેનો વધ કરવો ન જોઈએ તેનો વધ કરવાથી જે પાપ થાય છે, તે જ પાપ જેનો વધ કરવો જોઈએ તેનો વધ ન કરવાથી પણ થાય છે. એ રાજસિંહનાં એવાં વચન સાંભળીને મુનિશ્રેષ્ઠ ભરતમુનિએ તે દુરાત્માના પાપનો યથાર્થ વિચાર કર્યો. પછી તેમણે શાપ આપ્યો કે, 'આ સ્ત્રી પતિનો દ્રોહ કરનારી છે; માટે હે દુર્બુદ્ધિવાળાં! તમારો બંનેનો નાશ થાઓ.' એટલે તે બંનેએ તે રાજાને તથા ભરતમુનિને આ પ્રમાણે કહ્યું : 'તમે તથા ભરતમુનિ દુર્મતિ છો; કારણ કે તમે અમને શાપ દીધો છે, તેથી તમારા તપનો ક્ષય થયો છે અને તમારા શાપથી અમને કાંઈ પણ થશે નહિ. કદાપિ અમારા દેહનો નાશ થશે, તોપણ અમારા મનરૂપી દેહનો નાશ થશે નહિ. મન સૂક્ષ્મ છે, ચૈતન્યરૂપ છે તથા અલક્ષ્ય છે; માટે તેનો નાશ કરવાને કોઈ પણ માણસ સમર્થ નથી.'

સૂર્યદેવતા બોલ્યા : પછી ગાઢ સ્નેહથી જેમનાં મન બંધાયેલાં છે તેવાં તે બંનેના (ઇન્દ્ર તથા અહલ્યાના) દેહ જેમ વૃક્ષમાંથી ખરી ગયેલાં સૂકાં પાંદડાં પૃથ્વી ઉપર પડી જાય, તેમ શાપે કરીને પૃથ્વી ઉપર પડી ગયા. ત્યાર પછી વિષયમાં દૃઢ આસક્તિ હોવાથી તે બંનેનો મૃગની યોનિમાં જન્મ થયો. મૃગશરીરનો ત્યાગ કર્યા પછી તે બંનેનો પક્ષીની યોનિમાં જન્મ આવ્યો ત્યાર પછી એકબીજાના સ્નેહસંબંધથી અમારી સૃષ્ટિમાં દંપતીરૂપે તે બંનેનો મહાપુણ્યવાન બ્રાહ્મણની યોનિમાં જન્મ થયો. ભરતમુનિનો શાપ તેના શરીરમાત્રનો નાશ કરવા સમર્થ થયો પણ તેના મનનો નિગ્રહ કરવાને મુનિનો શાપ પણ સમર્થ થયો નહિ. આજ સુધી પણ મોહસંસ્કારના હેતુથી તે બંનેનો જ્યાં જ્યાં જન્મ થાય છે, ત્યાં ત્યાં સ્ત્રીપુરુષરૂપે જ તેમનો જન્મ થાય છે. ઇન્દ્ર તથા અહલ્યાનો સ્નેહ અકૃત્રિમ પ્રેમરસથી તરબોળ હતો. તેમનો તે સ્વાભાવિક સ્નેહ જોઈને વનમાં રહેલાં વૃક્ષો પણ પ્રેમરસવાળાં થઈને શૃંગારચેષ્ટાઓ કરવા માટે આકુળ થઈ ગયાં.

**अकृत्रिमप्रेमरसानुविद्धं स्नेहं तयोस्तं प्रतवीक्ष्य कांतम् । वृक्षादपि प्रेमरसानुविद्धाः शृंगारचेष्टाकुलिता भवन्ति ॥ १४ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રાહલ્યાનુરાગ' નામનો સર્ગ ૯૦મો સમાપ્ત

* આ નેવુંમા સર્ગમાં ભરતમુનિના શાપથી ઇન્દ્ર તથા અહલ્યાના દેહનો નાશ થયો. તોપણ તેમની માનસી ભાવનાનો નાશ ન થયો એ કથા કહેવામાં આવશે.

# સર્ગ ૯૧ મો×

## સર્વ કંઈ મનનો વિલાસમાત્ર છે

भानुरुवाच

**तेनैतद्ब्रच्मि भगवन्यथाकालं मनो मुने।**
**अनिग्राह्यममेद्यं च शापैरपि दुरासदैः ॥ १ ॥**

સૂર્યદેવતા બોલ્યા : હે બ્રહ્મન્ ! ઉપર પ્રમાણે ભરતમુનિનો શાપ ઈન્દ્ર તથા અહલ્યાના મનનો નિગ્રહ કરવાને સમર્થ થયો નહિ, તેથી હું તમને કહું છું કે શાપથી પણ મનનો નિગ્રહ કે નાશ થતો નથી. આમ હે બ્રહ્મન્ ! ઈન્દુબ્રાહ્મણના પુત્રોની મનોમય સૃષ્ટિનો તમારાથી નાશ થાય તેમ નથી, તેમ તમારા જેવા મહાત્માએ તે નાશ કરવો ઘટે પણ નહિ. હે નાથ! આ વિવિધ પ્રકારના જગત્માં મહાત્માને 'મારો કરેલો સર્ગ વૃથા છે' એમ દીનતા પણ થતી નથી. મન છે તે જ જગતનો કર્તા છે. મન છે તે જ પુરુષ છે; અને જેવી રીતે મણિના પ્રતિબિંબનો કોઈથી નાશ થતો નથી, તેવી રીતે મનથી જેનો નિશ્ચય થયો હોય તેનો દ્રવ્ય, ઔષધિ તથા દંડથી પણ નાશ થતો નથી. માટે આ પ્રકાશ પામતા સર્ગ ભલે રહ્યા અને તમે પણ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરો. બુદ્ધિરૂપી આકાશ અનંત છે. ચિત્તાકાશ, ચિદાકાશ તથા મહાકાશ એ ત્રણ અનંત આકાશ છે. તેમાં ચિદાકાશ સર્વનો પ્રકાશ કરનાર છે; માટે હે જગતના પતિ! તમે એક, બે, ત્રણ અથવા બહુ, જેટલા તમારી ઈચ્છામાં આવે તેટલા સર્ગ કરો. તમે સ્વેચ્છાપણાથી આત્માને વિષે રહો. ઈન્દુબ્રાહ્મણના પુત્રોએ તમારું શું લીધું છે કે જેથી એમના સર્ગોના નાશ માટે વિચાર કરો છો?'

બ્રહ્મા બોલ્યા : હે મહામુનિ વસિષ્ઠ ! આ પ્રમાણે સૂર્યદેવતાએ મને કહ્યું, ત્યારે મેં ઘણી વખત વિચાર કરીને આ પ્રમાણે જવાબ દીધો કે, 'હે સૂર્યદેવતા! તમે સાચું કહ્યું, આકાશ વિસ્તારવાળું છે. વળી મન તથા ચિદાકાશ પણ વિસ્તારવાળું છે; માટે ઇષ્ટ સર્ગરૂપી નિત્યકર્મ હું કરું છું. હે ભાસ્કર! હું પ્રાણીમાત્રના અનેક સમૂહની કલ્પના કરું છું, તેથી મારે સર્ગની ઉત્પત્તિ કરવી છે, તો હે ભગવન્! તેમાં તમે જ પ્રથમ સ્વાયંભુવ મનુ થાઓ તથા મારી પ્રેરણાથી સર્ગ કરો.' મેં આ પ્રમાણે કહ્યું, એટલે એ પ્રભાકરે મારાં એ વચનોનો સ્વીકાર કર્યો. હે તપસ્વીશ્રેષ્ઠ! ત્યાં એ સૂર્ય દેવતાએ પોતાના દેહના બે વિભાગ કર્યા. તેમાંના એક શરીરથી તે સૂર્યરૂપે પોતાના બ્રહ્માંડમાં જઈને દિવસનો પ્રકાશ કરવા લાગ્યા અને બીજા શરીરથી સ્વાયંભુવ મનુરૂપે થઈને તે બ્રહ્માની ઇષ્ટ સૃષ્ટિ કરવા લાગ્યા. હે મુને! હે વસિષ્ઠ! એ પ્રમાણે મનનું સ્વરૂપ તથા સર્વ કરવાનું સામર્થ્ય મેં તમારી આગળ કહી સંભળાવ્યું. મનુષ્યના મનમાં જેવા જેવા પ્રતિભાસ આવે છે, તેવા તેવા બહાર પ્રત્યક્ષ જોવામાં આવે છે. ઈન્દુબ્રાહ્મણના પુત્રો સામાન્ય બ્રાહ્મણ હતા, તેઓ પણ મનની પ્રતિભાથી બ્રહ્માની પદવી પામ્યા, માટે મનમાં કેટલી શક્તિ રહેલી છે તે તમે જુઓ. જેવી રીતે ઈન્દુબ્રાહ્મણના પુત્રો બ્રહ્માની પદવીનું ચિંત્વન કરવાથી બ્રહ્માની પદવી પામ્યા, તેવી રીતે અમે ચૈતન્યના ભાવથી ચિત્તપણાને પામી હિરણ્યગર્ભપણાને પામેલા છીએ. ચિત્ત છે તે પ્રતિભાસરૂપ છે અને મન પણ તે જ છે; તથા દેવ વગેરેની જે પ્રતીતિ થાય છે, તે ચિત્તથી ભિન્ન નથી. સ્વભાવથી જ જેમ મરીમાં તીખાશ છે તથા જેમ લીમડામાં કડવાશ છે, તેમ ચિત્ત પણ સ્વભાવથી જ પોતાની મેળે ચમત્કાર ઉત્પન્ન કરે છે. ચિત્તમાં જ્યારે ચૈતન્યભાવ હોય છે, ત્યારે તેનું 'આતિવાહિક' એવું નામ પડે છે. ચિત્તને જ્યારે ગાઢ ભ્રમ થાય છે, ત્યારે તેનું 'દેહ' એવું નામ પડે છે. ચિત્તને જ્યારે સૂક્ષ્મ વાસના થાય છે, ત્યારે તેનું 'જીવ' એવું નામ પડે છે. એવી રીતે એક ચિત્તના

× આ એકાણુમા સર્ગમાં બ્રહ્માએ પોતાની પાસે આવેલા સૂર્યને મનુ કરી સૃષ્ટિ કરી તે કથા ઈન્દુ-બ્રાહ્મણના પુત્રોએ કરેલી સૃષ્ટિની પેઠે આખું વિશ્વ મનનો વિલાસમાત્ર છે એમ બતાવવામાં આવશે.

કારણને લીધે જુદાં જુદાં નામ છે અને જેમાં ત્રણે દેહના ચમત્કાર શાંત થયા છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે, હું પણ નથી, બીજું કાંઈ પણ નથી અને ઈન્દુબ્રાહ્મણના પુત્રના સંવિત્ ની પેઠે અસત્ પદાર્થ સત્તા પામેલો છે. જેવી રીતે ઈન્દુબ્રાહ્મણના પુત્રો મનથી બ્રહ્મા છે, તેવી રીતે હું પણ છું. તેનો કરેલો સર્ગ જેવી રીતે ચિત્તની કલ્પના માત્ર છે, તેવી રીતે મારો કરેલો સર્ગ પણ કલ્પના માત્ર છે. હું બ્રહ્મા છું એમ માનવું એ પણ એક ચિત્તના જ વિલાસ છે; પણ ખરું જોતાં પરમાત્મા પોતે જ શૂન્ય આકાશમાંથી દેહ વગેરેના ભાવથી ભિન્નપણે જણાય છે. શુદ્ધ ચૈતન્ય પરમાર્થરૂપ છે, એવી ભાવનાથી જીવ ફરીવાર મનરૂપે થાય છે અને વૃથા દેહપણાને પામે છે. પણ આ જે જોવામાં આવે છે, તે ઈન્દુબ્રાહ્મણના પુત્રના સર્ગ જેવું છે તેમ જ પોતાની શકિતથી થયેલ દીર્ઘકાળનું સ્વપ્ન છે. આકાશમાં ભ્રમથી બે ચંદ્ર જોવામાં આવે છે, તેમ ઈન્દુબ્રાહ્મણના પુત્રના સર્ગની પેઠે ભ્રમથી ચિત્તને લીધે અખિલ જંગત જોવામાં આવે છે. અહંકારનું રૂપ સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, અને સત્તા તથા અસત્તા પણ તેનું જ રૂપ છે. ઉપલંભનપણાથી (પ્રાપ્તિથી) તે સત્ રૂપ છે તથા તેના વિરોધથી(અપ્રાપ્તિથી) તે અસત્ રૂપ છે. એમ મનનાં પણ જડ તથા અજડ બે રૂપ છે અને તે સંકલ્પરૂપ તથા બૃહત્ છે. મન બ્રહ્મરૂપ છે માટે અજડ છે, અને તે દૃશ્યરૂપ પામે છે માટે જડ છે. કડામાં જ્યાં સુધી સુવર્ણનું ભાન હોય ત્યાં સુધી તે કડું નથી, તથા કડાનું ભાન થયા પછી તે સુવર્ણ નથી; તે જ પ્રમાણે, જ્યાં સુધી મન દૃશ્ય પદાર્થનો અનુભવ કરે છે ત્યાં સુધી તે જડ છે, અને જ્યારે તે સત્ પદાર્થનો અનુભવ કરે છે ત્યારે તે બ્રહ્મરૂપ છે. બ્રહ્મ સર્વ સ્થળે વ્યાપક છે તેથી સર્વ ચૈતન્યરૂપ તથા જડરૂપ છે. ખરું જોતાં તો માણસથી આરંભીને પર્વત સુધી કોઈ પદાર્થ જડ તેમ જ ચેતનરૂપ પણ નથી. પૃથ્વીમાં જે જે પદાર્થમાં ચૈતન્ય હોય છે, તેનો ચૈતન્યરૂપે અનુભવ થાય છે, તથા જડ હોય છે તેનો જડરૂપે અનુભવ થાય છે. લાકડાં વગેરેમાં ચૈતન્ય નથી, માટે તેની ચૈતન્યરૂપે પ્રાપ્તિ થતી નથી; કારણ કે સરખા સંબંધથી જ પદાર્થની પ્રાપ્તિ થાય છે. હવે જો ઉપાલંભ પછી ચેતન જ માનો તો બ્રહ્મના વ્યાપકપણાથી સર્વ ચૈતન્યરૂપ જ છે; કારણ કે સરખા સંબંધથી જ પદાર્થની પ્રાપ્તિ થાય છે. મારવાડદેશના અરણ્યમાં લતા તથા પત્ર વગેરે નથી; તેવી રીતે, પરબ્રહ્મના અનિર્દેશ્ય પદમાં જડ—ચેતન ભાવ તથા શબ્દ—અર્થ વગેરે નથી. ચિત્તમાંના ચૈતન્યની કલના(ભ્રમ)ને મન કહે છે અને તેમાં ચિદ્‌ભાગ તથા જડભાગ એ બંને ભાગ રહેલા છે. તેમાં ચેત્યપણું છે, તે જડનો ભાગ છે તથા અવબોધ (જ્ઞાન) છે તે ચિદ્‌ભાગ છે. એવી રીતે જીવ જગતની ભ્રાંતિને જોઈ ચપળપણાને પામે છે. ચિત્તમાં રહેલું શુદ્ધ સ્વરૂપ જ દ્વૈતપણાને પામેલું છે. ચૈતન્ય પોતે અન્યપણાથી પોતાનું રૂપ જુએ છે. દૃશ્યપણાથી વિભાગ નથી, તોપણ પોતામાં રહેલા વિભાગની પેઠે તે ભ્રમથી આતુર થઈને ભૂમિમાં ભમે છે. ખરું જોતાં ભ્રાંતિ તથા ભ્રાંતિને ભોગવનાર પુરુષ નથી, પણ પરિપૂર્ણ સમુદ્રની ઉપમાવાળું ચૈતન્ય જ ભ્રાંતિરૂપે જણાય છે અને તે ચૈતન્યનું જે જડરૂપ છે, તે પણ ચૈતન્યરૂપ છે; કારણ કે તે જડપણામાં આત્માના વ્યાપકપણાથી ચૈતન્યપણું રહેલું છે. પદાર્થમાં જ્ઞાનભાગ છે તે ચૈતન્ય છે અને તેમાં અહંતાથી જડપણાનો ઉદય થાય છે; પણ જડમાં તરંગ વગેરે જેમ જુદા નથી, તેવી રીતે પરમતત્ત્વમાં અહંતા વગેરે કાંઈ છે નહિ. આદિ તથા અંતમાં અહંતા રહેતી નથી. માત્ર તે વચ્ચે જોવામાં આવે છે; માટે ઝાંઝવાનાં જળની પેઠે તે છે અને નથી. જેવી રીતે શીતળતા ઘનરૂપ થવાથી હિમ(બરફ)રૂપે જણાય છે, તેવી રીતે વાસના વડે ઘનરૂપે થયેલું ચૈતન્યનું સ્વરૂપ જ અહંતારૂપે જણાય છે. સ્વપ્નમાં પોતાનું મરણ ન થયું હોય તોપણ મરણ થયાનું ભાન થાય છે, તેવી રીતે ચૈતન્ય પોતે જ જડ ન હોવા

છતાં જડપણાનો અનુભવ કરે છે. પદાર્થોના આદિપણાથી મન સર્વરૂપે પ્રકાશ પામે છે. અનેકરૂપે જણાતો ચિત્તરૂપી દેહ આકાશની પેઠે નિર્મળ આકૃતિવાળો છે. સ્થૂળ દેહ તથા દેહની પ્રતિભાનો ત્યાગ કરનાર અધિકારી પુરુષ પોતાના ચિત્તથી, ચિત્ત છે પણ તે પ્રતિભાસરૂપ છે એમ વિચારે છે. ત્રાંબાનું શોધન કરવાથી જેમ તેમાંથી સુવર્ણ થાય છે, તેવી રીતે જ્યારે ચિત્તરૂપી ત્રાંબાનું શોધન કરવાથી પરમાર્થરૂપ સુવર્ણપણું પ્રાપ્ત થાય છે, ત્યારે અકૃત્રિમ આનંદ થાય છે. તો એવો આનંદ થયા પછી દેહરૂપી પથ્થરના કટકાનું શું કામ? જે છે અને જેની શોધ થાય છે, તેમાં બોધ જ ફળવાન છે. આકાશમાં રહેલાં ઝાડનું કોઈએ શોધન કર્યું હોય એમ જાણવામાં નથી; માટે દેહ તથા અવિદ્યા જો સત્ય હોય, તો તેમની શોધ કરવાનો આગ્રહ ઘટે છે. જે અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનને લીધે જે પદાર્થ છે જ નહિ તેનો ઉપદેશ કરે છે, તેમને નરપશુ સમજવા. ઈન્દ્રદ્યુમ્નરાજાની સ્ત્રી અહલ્યાને ઈન્દ્રદેવતા ઉપર જ્યારે આસકિત થઈ, ત્યારે પોતાના મનથી પોતાના નગરમાં રહેનાર ઈન્દ્રબ્રાહ્મણ પણ ઈન્દ્રદેવતા છે એવો તેનો નિશ્ચય થયો; એ જ પ્રમાણે જે માણસ પોતાના મનથી જેવી ભાવના કરે છે, તેવો તેને દૃઢ નિશ્ચય થાય છે. અને પ્રતિભાસ્વરૂપ ચિત્ત જેનો જેનો જે જે પ્રકારે સંકલ્પ કરે છે, તે તે દેહાદિ પદાર્થો તેને તે તે પ્રકારે જણાય છે; પરંતુ ખરું જોતાં દેહ પણ નથી તથા પ્રત્યક્ષ જણાતો અહંકાર પણ નથી, જે તે એક વિજ્ઞાનસ્વરૂપ જ છે. આમ જાણીને તમે ઈચ્છાનો ત્યાગ કરો. જેવી રીતે બાળકને અમુક સ્થળે યક્ષ છે એવી કલ્પના થવાથી ભય થાય છે અને યુકિતથી યક્ષનું ભાન મટયા પછી ભય દૂર થાય છે, તેવી રીતે આત્મા પોતાની કલ્પનાના સ્વભાવથી આ દેહ છે તથા આ દેહને ભોગવવા યોગ્ય પ્રપંચ છે એવો અનુભવ કરે છે અને તેથી અનેક પ્રકારના સુખ-દુ:ખ તેને થાય છે; પણ દેહપણાનો નાશ થયા પછી સર્વનો નાશ થાય છે. ૧—૫૪

**देहोयमेव च किलायमिति स्वभावाद्देहोऽयमेतदखिलं तत एति नाशम् । यक्षादिकल्पनवशाद्भयमेति बालो निर्यक्षदेहगत एक कयापि युक्त्या ॥ ५४ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'જીવવાતરણક્રમોપદેશ' નામનો સર્ગ ૯૧ મો સમાપ્ત

# સર્ગ ૯૨ મો*

## મનની અચિંત્ય શક્તિ

वसिष्ठ उवाच

**इत्युक्तवान् स भगवान् मया कमलसंभवः ।**
**रघूद्वह पुनः पृष्टो वाक्यमाक्षिप्य भूतपः ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: હે રઘુવર! કમળમાંથી પ્રકટેલા ભગવાન બ્રહ્મદેવે મને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તેના વચનનો આક્ષેપ ( શંકા ) કરીને મેં આ ભૂતપાલક( બ્રહ્મા )ને આ પ્રમાણે પૂછ્યું : હે ભગવન્ ! 'શાપ તથા મંત્રની શકિત અમોઘ છે' એમ તમે કહ્યું છે અને વળી પાછા 'શાપ તથા મંત્રની શકિત નિષ્ફળ છે' એમ કેમ કહો છો? શાપ તથા મંત્રના પરાક્રમથી મન, બુદ્ધિ તથા ઈન્દ્રિયો પણ મૂઢ થઈ જાય છે, એમ સર્વ પ્રાણીમાં જોવામાં આવે છે. ( ભરતમુનિનો શાપ ઈન્દ્રબ્રાહ્મણના દેહનો પરાભવ કરવા સમર્થ થયો, પણ મનનો પરાભવ કરી શકયો નહિ. એમ તમે કહ્યું ) પણ પવન તથા તેનું સ્ફુરણ અને તલ તથા તેલ એ જેમ જુદાં નથી, તેમ મન અને દેહ એ બે પણ જુદાં નથી. કદાપિ એમ કહો કે જેમ મૃગતૃષ્ણા તથા બે ચંદ્રમા ભ્રમથી જોવામાં આવે છે, તેમ મન છે તે જ દેહરૂપે જોવામાં આવે છે. તો એકનો નાશ થતાં બેનો નાશ થવો જોઈએ એટલે કે, મનનો નાશ થાય ત્યારે મનનો નાશ થવો જોઈએ. માટે હે પ્રભુ! શાપ વગેરેના દોષથી મનનો કેવી રીતે પરાભવ

* આ બાણુમા સર્ગમાં મનની શકિત નિષ્ફળ નથી તથા પુરુષના યત્નના દૃઢપણાથી મનની શકિત ઈષ્ટ વસ્તુ આપવાને સમર્થ થાય છે, એમ કહેવામાં આવશે.

નથી થતો તથા કેવી રીતે પરાભવ થાય છે, હે પરમેશ્વર! તમે તે કહો.

બ્રહ્મા બોલ્યા : આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જે શુભ કર્મને અનુસરનારા શુદ્ધ પૌરુષથી ન મળે. આ જગતમાં બ્રહ્મલોકથી માંડી ખડના તણખલા સુધી સર્વને બે શરીર હોય છે. તેમાંનું એક મનરૂપી શરીર હોય છે અને તે તરત કામ કરનાર તથા ચંચળ હોય છે. બીજું માંસનિર્મિત શરીર હોય છે અને તે કાંઈ પણ કરી શકે તેવું નથી. એ બે શરીરમાંથી માંસરૂપી શરીરનો શાપ, અભિચાર તથા શસ્ત્ર વગેરેથી પરાભવ થાય છે. તે મૂકપ્રાય (મૂવા જેવું), અશક્ત, દીન, ક્ષણવારમાં નાશ પામે તેવું, કમળ ઉપરનાં પાણીનાં ટીપાંની પેઠે ચંચળ અને દૈવ વગેરેથી પરવશ છે. ત્રણે ભુવનમાં દેહધારી માણસને મનરૂપી બીજું શરીર હોય છે તે સ્વાધીન છે, તોપણ અસ્વાધીન છે. જો કોઈ માણસ પોતાના મનથી ધીરજ રાખી પુરુષાર્થ કરે છે, તો તે આનંદિત પુરુષનો દુ:ખથી પરાભવ થતો નથી. દેહધારી માણસ પોતાના મનરૂપી દેહથી જે પ્રમાણે યત્ન કરે છે, તે પ્રમાણે તેને ફળસિદ્ધિ થાય છે. માંસરૂપી દેહનો કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી, પણ મનરૂપી દેહનું સર્વ ચેષ્ટિત સફળ થાય છે. મન સર્વદા પવિત્ર અનુસંધાનનું સ્મરણ કરે છે, તો પર્વતમાં નાખેલાં બાણ જેમ નિષ્ફળ જાય છે, તેમ શાપ વગેરે સર્વ ક્રિયાઓ તેને વિષે નિષ્ફળ જાય છે. શરીર ગમે તો અગ્નિમાં પડો અને ગમે તો કાદવમાં પડો, પણ મન જેનું અનુસંધાન કરે તે તેને એક ક્ષણમાં પ્રાપ્ત થાય છે. હે મુનિ! સર્વ દેહાદિભાવ મસળાઈ જાય, તો પણ મન વડે કરેલો પુરુષાર્થ નિર્વિઘ્ન ફળ આપે છે; કારણ કે પુરુષાર્થ પણ મનનો જ ભેદ છે. 'ઇન્દ્ર' નામના બ્રાહ્મણે પોતાના પુરુષાર્થના બળથી મનને પ્રિયારૂપ કર્યું, તેથી તેણે રાજાએ દીધેલું દુ:ખ જરા પણ દીઠું નહિ. માંડવ્ય ઋષિનો[×] શૂળીમાં પરોવ્યા હતા, તોપણ તે પુરુષાર્થથી પોતાના મનને રાગ તથા જ્વરથી રહિત કરીને સર્વ ક્લેશને જીતી ગયા હતા. 'દીર્ઘતપા' નામના એક ઋષિ[+] અંધારા કૂવામાં પડી ગયા હતા, ત્યાં તેમણે માનસિક યજ્ઞ કર્યો, તેથી તેમને દેવનું પદ મળ્યું. ઇન્દુબ્રાહ્મણના દસ પુત્રોએ પુરુષાર્થથી ધ્યાન વડે બ્રહ્માનું પદ સંપાદન કર્યું છે અને તે પદનું મારાથી પણ ખંડન થાય નહિ. બીજા પણ સાવધાન તથા ધીરજવાન ઋષિઓ પોતાના ચિત્તથી જરા પણ અનુસંધાનનો ત્યાગ કરતા નથી. શિલા ઉપર કમળપુષ્પ પછાડવાથી શિલા ખંડિત થતી નથી; તેમ જે માણસનું ચિત્ત ધ્યાનમાં એકાગ્ર લાગેલું છે, તેને આધિ, વ્યાધિ, શાપ તથા રાક્ષસ, પિશાચ વગેરે પણ પરાભવ કરી શકતાં નથી. જે માણસ ધીરજથી મન વડે દૃઢ પુરુષાર્થ કરી શકતો નથી તથા જે જ્ઞાનમાં અસમર્થ છે, તેનો શાપથી તથા કામ-ક્રોધથી પણ પરાભવ થાય છે. સાવધાન મનવાળા માણસનો આ સંસારમાં જાગ્રત અવસ્થામાં તેમ જ સ્વપ્નાવસ્થામાં પણ દોષથી જરા પણ પરાભવ થતો નથી. એટલા માટે દરેક માણસે પુરુષાર્થથી પોતાના જ મન વડે પોતાના મનને પવિત્ર માર્ગમાં જોડવું. હે મુનિ! જેમ બાળકને ભૂત પ્રથમ તો થોડું સરખું દેખાય છે અને પછી તે તેને મહાન,ભયકારી લાગે છે અને પછી તે જ પ્રમાણે મનને થોડો જણાયેલો પદાર્થ વખત જતાં પુષ્ટ થાય છે અને પછી સત્ય હોય તેમ તેનો અનુભવ થાય છે. કુંભારે માટીના પિંડામાંથી

× કોઈ વખત દેશમાં ચોર લોકો ચોરી કરી ત્યાંથી નાસી જઈ માંડવ્ય ઋષિના આશ્રમમાં સંતાયા. ત્યાર પછી રાજાના સેવકો ચોરને શોધતા શોધતા એ ઋષિના આશ્રમમાં આવ્યા અને ચોરને તથા ઋષિને પકડી ગયા. પછી ચોરની સાથે ઋષિને પણ શૂળી ઉપર ચડાવવામાં આવ્યા એ કથા મહાભારતમાં છે.

+ દીર્ઘતપા ઋષિને યજ્ઞ કરવો હતો; તેથી યજ્ઞનો સામાન ભેગો કરવા માટે ગયા ત્યાં કૂવામાં પડી ગયા અને યજ્ઞનો ધારેલો વખત આવી ગયો; તેથી કૂવામાં પડ્યા પડ્યા માનસિક યજ્ઞ કર્યો તે દેવતાઓએ માની લીધો, તેથી તેમને દેવતાનું પદ મળ્યું એ કથા મહાભારતમાં છે.

ઘડો બનાવ્યો પછી, તે ઘડો પૂર્વની માટીની સ્થિતિનો ત્યાગ કરે છે, તેવી રીતે માણસે કોઈ વાતનો પોતાના મનથી દૃઢ નિશ્ચય કર્યા પછી તેની પ્રથમની સ્થિતિનો ત્યાગ થાય છે. હે મુનિ! પ્રથમ સ્પંદરૂપે રહેલું પાણી મોટાં મોજાંરૂપ થાય છે; તેવી રીતે, પ્રથમ પ્રતિભાસરૂપે રહેલું મન તેના અર્થપણાને પામે છે. ચંદ્રબિંબ એક છતાં નેત્રના દોષથી જેમ બે જોવામાં આવે છે, તેમ દિવસે પણ રાત્રિ છે એવું પોતાના મનથી અનુસંધાન કરવાથી દિવસે રાત્રિનો અનુભવ થાય છે. માણસ પોતાના મનથી જેવું જુએ છે, તેવું તેને ફળીભૂત થાય છે તેમ જ હર્ષ અને ખેદ સહિત તેવું ફળ ભોગવે છે. પ્રતિભાને અનુસરનારું ચિત્ત (ચંદ્રબિંબમાં અગ્નિ છે એમ મનમાં વિચાર કરવાથી) ચંદ્રબિંબમાં હજારો અગ્નિની શિખા દેખે છે, તેથી તેને દાહ થાય છે તથા દાહ થવાથી તાપ પણ થાય છે. ક્ષારપદાર્થમાં મધુર રસાયણપણાની ભાવના થવાથી મન તેનું પાનકરી તૃપ્ત થાય છે અને નૃત્ય કરે છે. આકાશમાં પણ વન છે; એવું વનમાં ભાન થવાથી તેમાં વન જોવામાં આવે છે અને તેથી તે વનનાં ઝાડ કાપીને પાછાં રોપે છે. હે તાત! એ પ્રમાણે માણસ પોતાના મનથી જેવી ઈન્દ્રજાળની કલ્પના કરે છે, તેવું તત્ક્ષણ જોવામાં આવે છે. પણ આ જગત સત્ પણ નથી તેમ અસત્ પણ નથી એમ જાણીને વિવિધ પ્રકારની ભેદદૃષ્ટિનો ત્યાગ કરો. ૧—૩૭

**इत्थं यदेव परिकल्पयतींद्रजालं क्षिप्तं तदेव परिपश्यति तात चेतः। नासज्जगन्न च सदित्यवगम्य नूनं लूनां दृशां विविधभेदवर्ती जहीहि ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મનોમાહાત્મ્યવર્ણન' નામનો સર્ગ ૯૨ મો સમાપ્ત

# સર્ગ ૯૩ મો*

## વિશ્વોત્પત્તિનો ક્રમ

वसिष्ठ उवाच

**(गद्यम्) इति मे भगवता पूर्वमुक्तं तदेतदद्य तुभ्यं कथितम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે મારી પાસે બ્રહ્માએ પૂર્વે જે કહેલું હતું, તે મેં તમારી પાસે કહ્યું. પરબ્રહ્મનું સ્વરૂપ અનિર્વચનીય છે અને તેનાથી સર્વ અનિર્વચનીય પદાર્થની ઉત્પત્તિ થાય છે. તે પોતે જ ઘનપણાને પામી મનરૂપે થાય છે. તે મન તન્માત્રાની કલ્પનાપૂર્વક સ્વપ્નના શરીરની પેઠે વાસનામય પુરુષાકાર થાય છે; તેમાંથી તૈજસપુરુષ થાય છે, તેને બ્રહ્મા કહે છે. તેથી હે રામ! જે બ્રહ્મા છે તે મન છે, એમ તમે સમજો. એ પ્રમાણે મનતત્ત્વના આકારવાળા અને સર્વકાર્ય કરવાને સમર્થ એવા બ્રહ્મા સંકલ્પમય છે; તેથી તે જેવો સંકલ્પ કરે છે તેવું જ તે જુએ છે. તેણે જ્ઞાનાત્મા વિષે આત્માના અભિમાનવાળી અવિદ્યાની કલ્પના કરી; તથા પર્વત, તૃણ અને સમુદ્રમય આખું જગત ક્રમે કરીને રચ્યું. એ પ્રમાણે ક્રમ વડે બ્રહ્મતત્ત્વમાંથી આવેલી આ સૃષ્ટિ અન્ય સ્થળેથી આવેલી હોય એમ જણાય છે. એટલા માટે જેમ તરંગની ઉત્પત્તિ સમુદ્રમાંથી છે, તેમ ત્રૈલોકયની અંદર રહેનાર સર્વ પદાર્થની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે એ પ્રમાણે વિવર્તપણાથી જગત ઉત્પન્ન થયું છે. પણ પરમાર્થથી ઉત્પન્ન થયું નથી. તેની અંદર બ્રહ્માનું મનોમય ચૈતન્ય અહંકારરૂપી ઉપાધિમાં પ્રવેશ થવાથી તે પરમેષ્ઠીપણાને પામે છે. વ્યષ્ટિ અહંકારમાં રહેલ ચિદાભાસ સર્વ શક્તિથી અભિન્ન છે. જ્યારે જગતનો વિસ્તાર થાય છે, ત્યારે તે શકિત પિતામહરૂપે કરીને, સમષ્ટિ મનોભાવથી પ્રથમ ઉલ્લાસ પામે છે. આમ

* આ ત્રાણુમા સર્ગમાં પ્રથમ મન થયું, ત્યાર પછી તેજસ બ્રહ્મા થયા, ત્યાર પછી મોહથી અહંકાર થયો અને ત્યાર પછી વિશ્વ થયું એવો ક્રમ કહેવામાં આવશે.

ભમતા તે હજારો જીવ કહેવાય છે. તે જીવ પ્રથમ ચૈતન્ય આકાશમાં ઉત્પન્ન થાય છે. પછી તે માયાકાશમાં ભૂતતન્માત્રાથી વીંટાય છે. પછી આકાશમાંના પવનની અંદર ચૌદ જાતના લોકમાં, કર્મની વાસનાવાળા જે જીવ રહ્યા છે તેની પ્રાણ-શકિત દ્વારા તે સ્થાવર અથવા જંગમ શરીરમાં પ્રવેશ કરે છે અને શુક્ર તથા શોણિતરૂપે બીજ-પણાને પામે છે. ત્યાર પછી તે જીવ યોનિ દ્વારા જગતમાં ઉત્પન્ન થાય છે અને કાકતાલીયયોગથી ઉત્પન્ન થયેલ વાસનાના પ્રવાહને યોગ્ય એવા કર્મફળને ભોગવે છે. ત્યાર પછી સારી અથવા નઠારી પુણ્ય-પાપરૂપી કર્મની દોરડીથી બંધાયેલું લિંગશરીર ભમતાં ભમતાં કોઈ વાર ઊંચા તો કોઈ વાર નીચા લોકમાં પડે છે. પ્રાણીમાત્રનો તે સમૂહ કામમય છે. તેમાંના કેટલાક જીવ વાયુથી જેમ વનનાં સુકાયેલાં પાંદડાં ભમ્યા કરે છે, તેમ જ હજારો જન્મ સુધી જગતમાં આવે છે તથા કર્મરૂપી વાયુથી ભમ્યા કરે છે. અજ્ઞાનથી મોહ પામેલા કેટલાક જીવને ઘણા કલ્પ સુધી પૃથ્વીમાં જન્મ—મરણ થયા કરે છે. કેટલાક જીવો અયોગ્ય જન્મો ભોગવીને હાલમાં શુભ જન્મ ધારણ કરીને પવિત્ર કર્મો કરે છે. વાયુથી ઉત્પન્ન થયેલ સમુદ્રના જળનાં બિંદુઓ જેમ સમુદ્રમાં લય પામે છે, તેમ પરમ આત્મજ્ઞાનને પામેલા કેટલાક જીવો થોડા કાળમાં પરમ( મોક્ષ )ને પામી જાય છે. એ પ્રમાણે આવિર્ભાવ તથા તિરોભાવથી યુકત એવી સર્વે જીવની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયેલી છે. તે ઉત્પત્તિ વાસનારૂપી વિષના વૈષમ્ય-જ્વરને ધારણ કરનારી છે અને અનંત સંકટ તથા અનંત અનર્થના કાર્યનો સત્કાર કરનારી છે. તે અનેક પ્રકારની દિશા, દેશ તથા કાળમાં તેમ જ પર્વત તથા ગુફામાં કર્મફળના ભોગ સારુ સંચાર કરે છે; તેમાં ઉત્તમ વિચિત્રતા રચેલી છે અને તેની ચારે બાજુ ભ્રમ રહેલો છે. હે રામભદ્ર! આ જગત તો મોહથી જંગલમાં ઉત્પન્ન થયેલી એક જૂની વેલ છે. અનેક વિક્ષેપ-વાળું મન તેનું શરીર છે. આ પ્રમાણે સારી રીતે વિચાર કરીને જો તે વેલને જ્ઞાનરૂપી કુહાડાથી કાપી નાખવામાં આવે, તો તે પાછી ઊગતી નથી. ૧—૨૪

**एषा जगज्जांगलजीर्णवल्ली सम्यक्समालोक्य कुठारकृत्ता वल्लीव विक्षुब्धमनःशरीरा भूयो न संरोहति रामभद्र ॥ २४ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણમાં 'ઉત્પત્તિદર્શન' નામનો સર્ગ ૯૩ મો સમાપ્ત

# સર્ગ ૯૪ મો*

## બાર જાતિના જીવોનું વર્ણન

वसिष्ठ उवाच

**उत्तमाधममध्यानां पदार्थानामितस्ततः ।**
**उत्पत्तीनां विभागोयं शृणु वक्ष्यामि राघव ॥१॥**

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ! ઉત્તમ, અધમ તથા મધ્યમ પદાર્થની ઉત્પત્તિનો વિભાગ હું તમને કહું છું તે તમે સાંભળો. પૂર્વકલ્પમાં છેલ્લા જન્મ સુધી જ્ઞાન થવાથી શમ—દમ વગેરે સાધન સંપત્તિ હોય, છતાં પણ કોઈ પ્રતિબંધને લીધે કોઈને જ્ઞાન ન થયું હોય, તેનો આ કલ્પમાં જન્મ થયા પછી તેને પહેલા જ જન્મમાં શમદમ વગેરે સાધનથી જ્ઞાનની યોગ્યતા થાય છે, તો તેને **ઇદંપ્રથમતા**÷ કહે છે. એ જીવજાતિને તે એક

---

* આ ચોરાણુમાં સર્ગમાં ઉપાધિના ગુણના વૈચિત્ર્યપણાથી ચિરમુકિત તથા અચિરમુકિતને પામનાર બાર જાતની જીવ જાતિનું વર્ણન કરવામાં આવશે.

÷ સત્ત્વગુણ, તમોગુણ તથા રજોગુણના ભેદે કરીને ઉત્તમ, અધમ તથા મધ્ય પદાર્થની જીવોપાધિની ભિન્ન ભિન્ન ભુવનમાં ઉત્પત્તિ થાય છે. તેના (૧) ઈદંપ્રથ-મતા, (૨) ગુણપીવરી, (૩) સસત્ત્વા, (૪) અધમસત્ત્વા, (૫) અત્યંતતામસી, (૬) રાજસી, (૭) રાજસાત્ત્વિકી, (૮) રાજસરાજસી, (૯) રાજસતામસી, (૧૦) રાજસાત્યંતતામસી, (૧૧) તામસી, (૧૨) તામસસત્ત્વા, (૧૩) તમોરાજસી, (૧૪) અત્યંતતામસી એ પ્રમાણે ચૌદ ભેદ છે. સર્ગ ૧૩ મા તથા ૧૪ મા ભેદનો પાંચમા તથા નવમા સર્ગમાં સમાવેશ થાય છે. તેથી મુખ્ય ૧૨ ભેદ રહ્યા. એ બાર ભેદનું વર્ણન આ સર્ગમાં કર્યું છે.

જ જન્મમાં મોક્ષ થાય છે. શુભલોકના આશ્રયવાળી તથા શુભકાર્યને અનુસરનારી તે **ઇદંપ્રથમતા** જાતિને વિચિત્ર સંસારની વાસનાએ કરીને, ભોગે કરીને વાસનાનો ક્ષય થયા પછી દસ—પંદર જન્મ થાય અને પછી જ્યારે તેને મોક્ષ થાય છે, ત્યાર તેને **ગુણપીવરી** કહે છે. પૂર્વ કલ્પમાં કરેલાં પુણ્ય—પાપનું અનુમાન કરનાર સુખ—દુઃખ આ કલ્પમાં ભોગવ્યા બાદ જેનો સો જન્મ પછી મોક્ષ થાય છે, તેને **સસત્ત્વા** કહે છે. પૂર્વ કલ્પમાં કરેલાં ઘણાં દુષ્કર્મને લીધે કોઈમાં અત્યંત મલિનપણું હોય છે તથા તેનામાં વિચિત્ર સંસારની વાસના હોય છે; તેથી તે કલ્પમાં કરેલ ધર્મ તથા અધર્મનું અનુમાન કરનારને સુખ—દુઃખ ભોગવ્યા પછી હજારો જન્મે મોક્ષ થાય છે, તેને **અધમસત્ત્વા** કહે છે. અધમસત્ત્વાને જ્યારે અધ્યાત્મજ્ઞાનના વિમુખપણાથી ઘણા જન્મ થયા પછી મોક્ષમાં સંદેહ હોય છે, ત્યારે તેને **અત્યંતતામસી** કહે છે. પૂર્વ કલ્પની વાસનાને અનુસરીને ચરિત્ર કરનારને બે ત્રણ જન્મ થયા પછી જ્યારે મનુષ્યજન્મ આવે છે, ત્યારે તે સ્વર્ગ અથવા નરકની પ્રાપ્તિ થાય અને મોક્ષમાં સંદેહ રહે એવાં કર્મો કરે છે, તો તેને **રાજસી** કહે છે. રાજસ દુઃખનો અનુભવ થયા પછી વૈરાગ્ય થવાને લીધે જેને જ્ઞાન થાય છે તથા મરણ માત્રથી જ મોક્ષને યોગ્ય થાય છે, તેને તેવા કાર્યના અનુમાનથી **રાજસસાત્ત્વિકી** કહે છે. રાજસસાત્ત્વિકીને મનુષ્યથી અતિરિક્ત એવા યક્ષ તથા ગંધર્વના જન્મ મળે છે અને ક્રમે કરી તે જ્ઞાનપ્રાપ્તિ થયા પછી મોક્ષનો અધિકારી થાય છે, ત્યારે તેને **રાજસરાજસી** કહે છે. રાજસરાજસીને સેંકડો જન્મ થયા પછી મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય છે તથા રાજસ અને તામસ કર્મનાં ફળ ભોગવવાં પડે છે એવો જે આરંભ કરે છે તેને **રાજસતામસી** કહે છે.રાજસતામસી એવાં કાર્યોનો આરંભ કરે કે જેથી હજારો જન્મો સુધી મોક્ષનાં સંદેહ રહે, ત્યારે તેને **રાજસાત્યંતતામસી** કહે છે. એક કલ્પમાં હજારો જન્મ ભોગવ્યા પછી કલ્પાંતરમાં જેનો મોક્ષ થાય તે જાતિને **તામસી** કહે છે. તામસી એવાં કાર્યનો આરંભ કરે કે જેથી તેનો એક જ જન્મમાં મોક્ષ થાય, ત્યારે તેને **તામસસત્ત્વા** કહે છે. રજોગુણ તથા તમોગુણના ફળથી યુક્ત જેને ઘણા જન્મ થયા પછી મોક્ષ થાય છે, તેને **તમોરાજસી** કહે છે. પ્રથમ હજારો જન્મો થયા હોય તોપણ જે જાતિને શતાવધિ જન્મ થયા પછી મોક્ષની યોગ્યતા થાય તે જાતિને **તામસતામસી** કહે છે. પ્રથમ લાખો જન્મ થયા હોય અને તે પછી લાખો જન્મ થતાં સુધી પણ જેને મોક્ષમાં સંદેહ રહે, તે જાતિને **અત્યંતતામસી** કહે છે.* આ પ્રમાણે સર્વ જાતિ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થયેલી છે. કાંઈક ચલાયમાન થયેલા સમુદ્રમાંથી જેવી રીતે મોજાં ઉત્પન્ન થાય છે. તેવી રીતે સર્વ જીવરાશિ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ છે. જેમ પોતાના તેજથી સ્ફુરણાયમાન થતી દીવાની શિખામાંથી મરીચિ (કાંતિ) ઉત્પન્ન થાય છે, તેજસ્વી અગ્નિમાંથી જેમ સ્ફુલિંગ (તણખા) ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી જેમ મંદિર તથા મંજરીરૂપ કિરણ ઉત્પન્ન થાય છે, જેમ એક શાખામાંથી વિચિત્ર શાખાની શોભા ઉત્પન્ન થાય છે, જેમ સુવર્ણમાંથી કડાં, બાજુબંધ તથા મુકુટ વગેરે થાય છે, જેમ નિર્મળ જળના ઝરણામાંથી જળનાં બિંદુ ઉત્પન્ન થાય છે, તેમ પ્રાણીમાત્ર પરમાત્મામાંથી જ ઉત્પન્ન થાય છે. તે પરમાત્મા અજન્મા છે અને સર્વ ભૂતસમૂહની કલ્પના તે પરમાત્માની જ કરેલી છે. ઘટાકાશ તથા સ્થાલીરંધ્રાકાશ (પાત્રની અંદર છિદ્રમાં રહેલ આકાશ) એ જેમ આકાશનો ભાગ છે, તેવી રીતે સર્વ લોકની કલના બ્રહ્મના પદથી જ થયેલી છે. જળમાંથી જેવી રીતે શીતળ કણ, ઘૂમરી, મોજાં તથા બિંદુ ઉત્પન્ન થાય છે, તેવી રીતે બ્રહ્મમાંથી સર્વ દૃશ્યસૃષ્ટિ થયેલી છે.

* પ્રથમ ટીકામાં બાર જાતિનું વર્ણન કરવામાં આવશે એમ લખ્યું છે; પણ ગ્રંથમાં ઉપર ૧૫ ભેદ થાય છે. ટીકામાં ૧૪ ભેદ લખાય છે અને ૧૩ તથા ૧૪ નો, ૫ અને ૯માં સમાવેશ છે એમ લખ્યું છે; તેમાં પણ તામસતામસી લખેલ નથી.

સૂર્યના તેજમાંથી જેમ મૃગતૃષ્ણા ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી જેમ જ્યોત્સ્ના ઉત્પન્ન થાય છે તથા તેજમાંથી જેમ પ્રકાશ ઉત્પન્ન થાય છે અને છતાં તે તેનાથી જુદાં નથી; તેમ ઉત્પન્ન થયેલ સર્વ ભૂત—પ્રાણીમાત્રનો સમૂહ બ્રહ્મથી ભિન્ન નથી. એ પ્રમાણે વિવિધ પ્રકારની ભૂત—પ્રાણીમાત્રની જાતિ જેમાંથી ઉત્પન્ન થઈ છે, તેમાં જ પાછી લય પામે છે. કોઈ જાતિ હજારો જન્મ ભોગવ્યા પછી બ્રહ્મમાં લય પામે છે, તો કોઈ થોડા જન્મ ભોગવી બ્રહ્મપદને પામે છે. એ પ્રમાણે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા તણખાની પેઠે વિવિધ પ્રકારના જગતમાં પરમાત્માની ઈચ્છાથી ઈશ્વરના વ્યવહારવાળી ઉપર લખેલી ભૂતસમૂહની જાતિ આવે છે, જાય છે, પડે છે અને ઊંચે ચડે છે. ૧—૩૨

**इत्थं जगत्सु विविधेषु विचित्ररूपास्तस्येच्छया भगवतो व्यवहारवत्यः । आयांति यांति निपतंति तथोत्पतंति रूपश्रियः कणघटा इव पावकोत्थाः ॥ ३२ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'બ્રાહ્મણઃ સર્વમુત્પદ્યતે ઈતિ કથન' નામનો સર્ગ ૯૪ મો સમાપ્ત

# સર્ગ ૯૫ મો×

## અજ્ઞાનીને જ્ઞાન થવા માટે કર્મ અને કર્તાની સાથે ઉત્પત્તિનું વર્ણન

वसिष्ठ उवाच

**अभिन्नौ कर्मकर्तारौ सममेव परात्पदात् ।**
**स्वयं प्रकटतां यातो पुष्पामोदौ तरोरिव ॥१॥**

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કર્મ અને કર્તા એ બંનેનું રૂપ અભિન્ન છે. જેમ વૃક્ષમાંથી પુષ્પ અને સુગંધ એ બંને એક જ સમયે ઉત્પન્ન થાય છે, તેમ સૃષ્ટિના આદિમાં કર્મ અને કર્તા એ બંને પોતાના સ્વભાવથી એક જ સમયે પરમાત્માના પદથી પ્રકટ થયેલ છે. આકાશમાં જેવી રીતે નીલિમા (કાળાશ) સ્ફુરે છે, તેવી રીતે સર્વ સંકલ્પથી મુક્ત તથા નિર્મળ એવા પરબ્રહ્મમાંથી જીવ સ્ફુરે છે. હે રામ! જે સ્થળે અજ્ઞાની માણસનો આચાર છે, તે સ્થળે તમને સમજાવવા માટે 'બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે' એમ કહેવામાં આવે છે; પણ હે રાઘવ! જ્ઞાનવાનના આચારમાં 'બ્રહ્મમાંથી આ થયું છે, અથવા નથી થયું' એમ કહેવામાં શોભતું નથી. હે રામ! જ્યાં સુધી બીજી કોઈ કલ્પના પ્રથામાં આવી નથી, ત્યાં સુધી લોકમાં ઉપદેશ્ય તથા ઉપદેશયોગ્યતા શોભતી નથી. એટલા માટે જ્યાં સુધી વ્યવહાર છે, ત્યાં સુધી ભેદદૃષ્ટિથી દ્વૈતકલ્પનાનો અંગીકાર કરી આ બ્રહ્મ તથા જીવ, એમ કહેવામાં આવે છે, પણ તે વાણીનો ક્રમ છે. પરબ્રહ્મ તો અસંગ અને અદ્વિતીય છે. તેમાંથી જગત ઉત્પન્ન થાય છે અને તે તે રૂપ જ છે. મેરુ તથા મંદર પર્વત સમાન હજારો જીવસમૂહ ઉત્પન્ન થઈ થઈને તે બ્રહ્મરૂપ પરમપદમાં જ લય પામે છે. જેમ વૃક્ષમાં અનેક પ્રકારના પલ્લવો સ્ફુરે છે, તેમ દિશાઓરૂપી કુંજોમાં અનંત પ્રકારના હજારો જીવસમૂહો સ્ફુરે છે. જેમ વસંતઋતુમાં નવા અંકુર ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મા વિષે જીવસમૂહ ઉત્પન્ન થાય છે. જેમ ગ્રીષ્મઋતુમાં વસંતના રસો વિલય પામે છે, તેમ તે પરમાત્મામાં જ જીવો પાછા લય પામે છે. આ પ્રમાણે પરમાત્મામાં જીવસમૂહો નિરંતર રહે છે, થાય છે અને લય પામે છે. હે રામ! પુષ્પ તથા સુગંધ એ જેમ અભિન્ન છે, તેમ પુરુષ તથા કર્મ અભિન્ન છે. તે બંને પરમાત્મામાંથી જ ઉત્પન્ન થાય છે અને તેને વિષે જ લય પામે છે. દૈત્યગણ, ઉરગગણ, મનુષ્ય તથા દેવતા વગેરે વસ્તુતઃ ઉત્પન્ન થયા નથી, તોપણ વાસનામય ઉપાધિના ભાવથી ઉત્પન્ન થાય છે તથા તત્કાળ સ્ફુરણા પામે છે. એવી રીતે ઉત્પન્ન થઈ વિહાર કરવામાં આત્માનું વિસ્મરણ જ એક મુખ્ય કારણ છે. તે વિના જન્માંતરનું ફળ આપ-

× આ પંચાણુમા સર્ગમાં અજ્ઞાની જનસમૂહને જ્ઞાન થવા માટે કર્મ અને કર્તાની એક જ સમયે ઉત્પત્તિ છે એમ આક્ષેપથી કહેવામાં આવશે.

નાર બીજું કાંઈ પણ કારણ નથી.

રામ બોલ્યા : પ્રામાણિક દૃષ્ટિવાળા તથા રાગરહિત એવા મનુ વગેરેએ ધર્મ તથા અધર્મરૂપી અર્થમાં, અવિરુદ્ધપણાથી સ્મૃતિ—પુરાણ વગેરેમાં જે જે નિર્ણય કરેલા છે, તેને 'શાસ્ત્ર' કહેવામાં આવે છે. જેઓ અત્યંત શુદ્ધ છે, સત્ત્વગુણથી યુક્ત છે, ધીરજવાન છે, સમદૃષ્ટિવાળા છે અને અનિર્વચનીય બ્રહ્મની સાક્ષાત્કાર કળાથી યુક્ત છે, તે સાધુપુરુષ કહેવાય છે. જેમને તત્ત્વજ્ઞાન નથી તેમના સર્વ કાર્યની સિદ્ધિ માટે ઉપર કહેલ સત્પુરુષનો આચાર તથા શાસ્ત્ર એ બે નેત્ર છે. ( એટલે કે સત્પુરુષના આચાર તથા શાસ્ત્રને અનુસરીને જે માણસ વર્તે છે, તેને તત્ત્વજ્ઞાન ન હોય, તોપણ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. ) શાસ્ત્રમાં સત્પુરુષના વ્યવહારનો અર્થ કહ્યો છે. જે માણસ તેને અનુસરીને ચાલતો નથી, તેતો સર્વ કોઈ ત્યાગ કરે છે તથા તે દુઃખમાં ડૂબી જાય છે. હે પ્રભુ! આ લોકમાં તથા વેદમાં એવી શ્રુતિ છે કે, 'કર્મ અને કર્તા એ બંને ક્રમે કરી સાથે રહેનાર છે.' એટલે કે કર્મે કરી કર્તા થાય છે તથા કર્તા કર્મને ઉત્પન્ન કરે છે અને આ બીજાંકુરન્યાય લોકમાં તથા વેદમાં સિદ્ધ છે. જેમ બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, તેમ કર્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે. અંકુરમાંથી જેમ પાછું બીજ થાય છે, તેમ જીવમાંથી પાછાં કર્મ ઉત્પન્ન થાય છે. જે વાસનાએ કરીને જંતુ ભવપંજરમાં જન્મે છે, તે વાસનાને અનુસરીને તેને ફળનો અનુભવ થાય છે. આ પ્રકારની સ્થિતિ છે, છતાં તમે કર્મરૂપી બીજ વિના કેવળ બ્રહ્મપદથી જ ભૂત—પ્રાણીમાત્રની ઉત્પત્તિ કહી છે, તેનું કારણ શું? હે ભગવન્! તમારા મત પ્રમાણે જો કેવળ બ્રહ્મપદથી જ ઉત્પત્તિ થતી હોય તો ઉપર પ્રમાણે જગતમાં થતી જંતુ અને કર્મની અવિનાભાવિતાનો ( પરસ્પર એકબીજામાંથી એકબીજાની ઉત્પત્તિ થાય છે એવી પ્રસિદ્ધિનો ) તમે તિરસ્કાર કર્યો કહેવાય. પછી માયાશબલ બ્રહ્મમાં આકાશ વગેરે સ્થૂળ દેહરૂપી ફળ છે તથા બ્રહ્માદિમાં ભોગસામગ્રીયુક્ત સ્વર્ગરૂપી ફળ છે, એવી જે લોકમાં પ્રસિદ્ધિ છે તે પણ ધોવાઈ જાય. જો કર્મ નિષ્ફળ હોય તો નરકાદિના ભયના અભાવથી અને લોકમાં સંકર થવાને લીધે મોટાં માછલાં નાનાં માછલાંને મારી નાખે છે, તેવી રીતે ( માત્સ્યન્યાયથી) લોકનો નાશ થાય માટે હે ભગવન્! કરેલ કર્મ ફળરૂપ થાય છે કે નહિ, તે તમે યથાર્થ રીતે કહો. હે વેદવેત્તા! મારા મનનો આ મોટો સંશય તમે મટાડો.

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તમે આ ઘણો સારો પ્રશ્ન પૂછ્યો. તમને જ્ઞાનનો ઉદય થાય એવો હું ઉત્તર આપું છું, તે તમે સાંભળો. ક્રિયામાં કુશળપણાના અનુસંધાનથી માણસના મનનો જે વિકાસ છે તે જ કર્મનું બીજ છે અને તેને જ ફળ થાય છે. સૃષ્ટિના આદિમાં પરમાત્માના પદથી જ્યારે મન ઉત્પન્ન થયું ત્યારે જ જીવનું કર્મ પણ ઉત્પન્ન થયું અને જીવ પૂર્વની વાસના અનુસાર દેહભાવે રહ્યો. પુષ્પ અને તેની સુગંધમાં જેમ ભેદ નથી, તેમ કર્મ અને મનમાં ભેદ નથી. આ જગતમાં ક્રિયાની સ્ફુરણા થવી તેને કર્મ કહે છે. પ્રથમ મનરૂપી દેહ છે તેમાં કર્મના ધર્મ છે, માટે મન છે તે જ કર્મ છે. એવો કોઈ પર્વત નથી, એવું કોઈ આકાશ નથી, એવો કોઈ સમુદ્ર નથી અને એવું બીજું કોઈ પણ સ્થાન નથી કે જેમાં કર્મફળ નથી. આ જન્મમાં અથવા પૂર્વજન્મમાં કરેલ ફળરૂપ થાય છે; કારણ કે પૌરુષમય ( ઉદ્યમ ) કોઈ દિવસ નિષ્ફળ જતો નથી. કાજળમાંથી કાળાશનો ક્ષય થતાં જેમ કાજળનો ક્ષય થાય છે, તેમ સ્પંદાત્મક કર્મના ક્ષય થવાથી મનનો ક્ષય થાય છે. કર્મનો નાશ થવાથી મનનો નાશ થાય છે અને મનનો નાશ એ જ અકર્મતા છે. આ પ્રમાણે અકર્મપણું મુક્તને થાય છે, પણ અમુક્તને થતું નથી. અગ્નિ અને ઉષ્ણતા એ બંને જેમ સાથે જ રહે છે તેમ ચિત્ત અને કર્મ સાથે જ રહે છે. એ બેમાંથી એકનો નાશ થાય છે, તો તે બંનેનો નાશ થાય છે. હે રામ!

ચિત્ત સદા સ્ફુરણવિલાસને પામીને વિહિત તથા નિષિદ્ધ કર્મનું સંપાદન કરી, પુણ્ય—પાપરૂપ ધર્મ તથા અધર્મરૂપ પરિણામ પામે છે. ત્યાર પછી ચિત્તથી થયેલ કર્મ, શુભ તથા અશુભ ફળના ભોગને અનુકૂળ એવા સ્ફુરણને પામીને ચિત્તરૂપે પરિણામ પામે છે. આમ ચિત્ત અને કર્મ એ બે ધર્મ અને કર્મ એવાં નામથી લોકમાં કહેવાય છે. ૧—૩૮

**चित्तं सदा स्पंदविलासमेत्य स्पंदैकरूपं ननु कर्म विद्धि। कर्माथ चित्तं किल धर्मकर्म पदंगतै एव परस्परेण ॥ ३८ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'કર્મ તથા પુરુષનું ઐક્યપ્રતિપાદન' નામનો સર્ગ ૯૫ મો સમાપ્ત

# સર્ગ ૯૬ મો*

## મનના સ્વરૂપનું વર્ણન

वसिष्ठ उवाच

**मनो हि भावनामात्रं भावनास्पंदधर्मिणी ।**
**क्रिया तद्भाविता रूपं फलं सर्वोनुधावति ॥१॥**

વસિષ્ઠ બોલ્યા : હે રામ! મન ભાવનામાત્ર છે, ભાવના સ્ફુરણધર્મવાળી છે, સ્ફુરણ ક્રિયા-રૂપ છે, અને તે ક્રિયાના સ્ફુરણથી સર્વને ફળ મળે છે.

રામ બોલ્યા : હે બ્રહ્મન્! મન કે જે જડ છતાં અજડ આકૃતિવાળું છે, તે મનનું રૂઢ સંકલ્પવાળું સ્વરૂપ વિસ્તારથી મને કહો.

વસિષ્ઠ બોલ્યા : અનંત અને સર્વશકિતમાન માયાશબલ આત્મતત્ત્વનું સંકલ્પશકિત વડે રચેલું જે રૂપ છે તેને જ મન કહે છે. 'અમુક વસ્તુ આમ હશે કે આમ હશે' એવી રીતે માણસના ચિત્તમાં 'સંકલ્પ-વિકલ્પથી જે બે પક્ષ આવે છે, તે જ મનનું રૂપ છે. આત્મા ચૈતન્યપણાથી સર્વદા પ્રકાશ પામે છે, તોપણ તેને 'હું નથી જાણતો તથા કર્તા નથી તે છતાં 'હું કરું છું' એવો જેને લીધે નિશ્ચય થાય છે, તે મનનું રૂપ છે. ગુણ વિના જેવી રીતે ગુણનો સંભવ નથી, તેવી રીતે સંકલ્પ—વિકલ્પરૂપ કર્મ શકિત વિના મનનો સંભવ નથી. જેવી રીતે અગ્નિ અને ઉષ્ણતાની સત્તા ભિન્ન નથી, તેવી રીતે કર્મ તથા મન અને જીવની તથા મનની સત્તા ભિન્ન નથી. એ મન ચિત્તરૂપી ફળધર્મવાળા કર્મરૂપ છે. એવું શરીર સંકલ્પમય છે અને તે વિવિધ વિસ્તારથી શોભે છે. આ આખુંય જગત એ મન વડે વ્યાપ્ત છે અને એ જગત દ્વૈતરૂપ છે, માયામય છે, નિષ્કારણ છે, સ્થિતિ વિનાનું છે અને વાસનાથી થતી કલ્પનાથી વ્યાકુળ છે. જે માણસ વાસનાનું જેવી રીતે આરોપણ કરે છે, તે વાસના તેવી રીતે તેને ફળ આપે છે. વાસનારૂપી વૃક્ષને કર્મ-રૂપી બીજ છે અને મનના સ્ફુરણરૂપી શરીર છે. એને અનેક પ્રકારની ક્રિયા એ શાખા છે તથા તેમાં વિચિત્ર ફળ રહેલું છે. મન જેવું અનુ-સંધાન કરે છે તેવી રીતે કર્મેન્દ્રિયો પ્રવૃત્તિ કરે છે અને તે પ્રમાણે તે સંપાદન કરે છે. માટે કર્મ એ જ મન છે. મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, કર્મ, કલ્પના, સંસૃતિ, વાસના, વિદ્યા, પ્રયત્ન, સ્મૃતિ, ઇન્દ્રિય, પ્રકૃતિ, માયા અને ક્રિયા—આ પ્રમાણે શબ્દની વિચિત્ર ઉકિત બ્રહ્મમાં સંસારના ભ્રમના હેતુરૂપ છે. કાકતાલીયયોગથી (અક-સ્માત્) ચૈતન્યને જ્યારે બાહ્ય કલ્પનાપણું પ્રાપ્ત થાય છે, ત્યારે પર્યાયથી તેનાં મન, બુદ્ધિ વગેરે નામ પડે છે.

રામ બોલ્યા : હે બ્રહ્મન્! પરસંવેદનની વિચિત્ર અર્થની કલ્પનાવાળી આ મનબુદ્ધિ વગેરેની પર્યાયવૃત્તિ રૂઢિમાં કેમ આવી?

વસિષ્ઠ બોલ્યા : પરસંવિત્ જ્યારે અવિ-દ્યાએ કરી કલંકપણાને પામી સંકલ્પ—વિકલ્પરૂપે અનેક પ્રકારે થાય છે, ત્યારે તેને મન કહે છે. સંકલ્પ—વિકલ્પ થયા પછી અથવા પહેલાં એક જ વસ્તુનો નિશ્ચય કરી પરસંવિત્ જ્યારે સ્થિર-પણે રહે છે, ત્યારે તેને બુદ્ધિ કહે છે. દેહ વગેરે

---

* આ છન્નુમા સર્ગમાં અનેક પ્રકારની આકૃતિ-વાળા મનની, કર્મની વિચિત્રતાથી તેના જુદા જુદા ભેદ તથા મનની શુદ્ધિ માટે તત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

મિથ્યા પદાર્થમાં અભિમાન કરી જ્યારે તે પોતાની જ સત્તાની કલ્પના કરે છે, ત્યારે તેને અહંકાર કહે છે અને તેથી સંસારમાં બંધન થાય છે. જ્યારે એક વિષયનો ત્યાગ કરી બીજા વિષયનું સ્મરણ કરે છે તથા પૂર્વાપર વિચારનો ત્યાગ કરે છે, ત્યારે તે સંવિતને **ચિત્ત** કહે છે. સ્ફુરણ થવું એ સંવિતનો ધર્મ છે, એટલે તે અસત્ સ્ફુરણાને લીધે જ્યારે કર્તાના શરીરને તથા અવયવને દેશાંતરનો સંયોગ સંપાદન કરે ત્યારે તે સંવિત્‌ને **કર્મ** કહે છે. એક ઘનરૂપ પરમાત્મસ્વરૂપના નિશ્ચયનો અકસ્માત્ ત્યાગ કરી જ્યારે સંવિત્ ઈચ્છા પ્રમાણે અન્ય વસ્તુની કલ્પના કરે છે, ત્યારે તેને **કલ્પના** કહે છે. અમુક પદાર્થ પ્રથમ જોયેલ છે અથવા નથી જોયેલ, એવી રીતે સ્મરણથી નિશ્ચય કરી જ્યારે તે ચેષ્ટા કરે છે, ત્યારે તેને **સંસૃતિ** કહે છે. પ્રથમ અનુભવ કરેલ પદાર્થની શકિત જ્યારે આકાશની પેઠે શૂન્ય પદાર્થમાં કાંઈ પણ ચેષ્ટા કર્યા વિના સૂક્ષ્મરૂપે રહે છે, ત્યારે તેને **વાસના** કહે છે. આત્મતત્ત્વ છે તે જ નિર્મળ છે અને પ્રપંચની પ્રતિભા ત્રણ કાળમાં પણ નથી. એમ જાણવામાં આવે તેને **વિદ્યા** કહે છે. તે આત્માના અદર્શનને માટે સ્ફુરણા કરે છે તેથી તેને **પ્રયત્ન*** કહે છે. તે વિવિધ પ્રકારના પદાર્થનું સ્મરણ કરાવે છે તેથી તેને **સ્મૃતિ** કહે છે. તે શ્રવણ કરી, સ્પર્શ કરી, દર્શન કરી, ભોજન કરી, સુગંધનું ગ્રહણ કરી અને વિચાર કરી જીનભાવે રહેલ કર્મેન્દ્રિયના સ્વામીને આનંદ પમાડે છે માટે તેને **ઇંદ્રિય** કહે છે. પરમાત્મા અદૃશ્ય છતાં સર્વ દૃશ્યસમૂહના ઉપાદાનકારણરૂપ હોવાથી તેને **પ્રકૃતિ** કહે છે. તે સત્‌પદાર્થમાં અસત્‌પણું તથા અસત્‌પદાર્થમાં સત્‌પણું કરે છે. એમ તેને સત્તા તથા અસત્તાના વિકલ્પને લીધે **માયા** કહે છે. દર્શન, શ્રવણ, સ્પર્શ, રસન તથા ઘ્રાણ ઈત્યાદિ કર્મે કરીને તેને **ક્રિયા** કહેવામાં આવે છે અને તે ક્રિયા સંસૃતિનાં બીજરૂપ છે. ઉપર પ્રમાણે ચૈતન્યને અનુસરનાર ચૈતન્યનું જેવું રૂપ સ્ફુરે છે, તેવાં તેનાં પર્યાયથી નામ પડે છે. ચિત્તપણાને પ્રાપ્ત થઈ સંસારપદવીમાં જવાથી પોતાના જ હજારો સંકલ્પથી મન, બુદ્ધિ વગેરે નામ રૂઢિમાં આવેલાં છે. ચિત્ત વિષયવાસનારૂપ યા દ્વૈતવાસના રૂપકલંકથી પોતાના પૂર્ણ સ્વરૂપની વિકલતાથી આકુલ હોય તેમ, દેહાદિક જડતાની જાળમાં પડે છે; માટે એક જ ચિત્તની મન તથા બુદ્ધિ આદિ વિભાગની કલ્પના છે. એ જ ચિત્ત લોકમાં 'જીવ' કહેવાય છે અને 'મન' પણ કહેવાય છે. વળી તે 'ચિત્ત' કહેવાય છે તેમ જ 'બુદ્ધિ' પણ કહેવાય છે. આ પ્રમાણે પરમાત્માના પદમાંથી ભ્રષ્ટ થયેલા એ અજ્ઞાનરૂપી કલંકવાળા ચિત્તના ભિન્ન ભિન્ન નામો અનેક સંકલ્પથી પડયાં છે, એમ પંડિતો કહે છે.

રામ બોલ્યા : હે તત્ત્વજ્ઞ! હે બ્રહ્મન્! મન જડરૂપ છે કે ચેતનરૂપ છે? મારા મનમાં તેનો નિશ્ચય થતો નથી.

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! મન જડ પણ નથી તેમ ચૈતન્યરૂપ પણ નથી. પ્રથમ ચૈતન્યરૂપે રહેલ અજડ દૃષ્ટિ સંસારની ઉપાધિને લીધે જ્યારે મલિન થાય છે, ત્યારે તેને મન કહે છે. તે મન સત્-અસત્‌થી વિલક્ષણ છે. પ્રત્યેક પ્રાણીમાં ભિન્ન ભિન્ન રહેલ છે. જગતના કારણરૂપ છે અને ચિત્ત પણ તેને જ કહે છે. નિશ્ચયપણાથી પરમાત્માનું શાશ્વત એક રૂપ છે. તે વિના ચિત્તની સ્થિતિ નથી અને તે ચિત્તથી જ જગત થયેલ છે. જડ તથા અજડ દૃષ્ટિમાં હીંચકાની પેઠે સંકલ્પ—વિકલ્પવાળું જે ચૈતન્યનું રૂપ છે તેને મન કહે છે. હે રામ! સાક્ષીપણાને લીધે અંદરથી કલંકરહિત અને બહારથી મલિન એવું ચૈતન્યનું જે ઉપાધિકૃત ચલન છે, તેને પણ 'મન' કહેવામાં આવે છે. તે જડ પણ

* **પ્રયત્ન** તથા **સ્મૃતિ**ને બદલે **વિસ્મૃતિ** તથા **મલ પણ** લખેલ છે: **આત્માના અત્યંત અદર્શનમાં વિસ્મૃતિ કરાવે છે તેથી વિસ્મૃતિ કહે છે. મિથ્યા વિકલ્પના સમૂહે કરી તેને મલ કહે છે. એટલે કે આવરણ ( ઢાંકી દેવું અથવા ભુલાવવું ) શકિતના પ્રધાનપણાથી મલ કહે છે તથા વિક્ષેપશકિતના પ્રધાનપણાથી વિસ્મૃતિ કહે છે.**

નથી તેમ ચેતન પણ નથી. એ મનમાં અહંકાર, મન, બુદ્ધિ તથા જીવ વગેરે વિચિત્ર નામ કલ્પેલાં છે. જે પ્રમાણે નટ જુદા જુદા વેશ લે છે. તે પ્રમાણે મન જુદાં જુદાં કર્મ કરે છે અને તેથી જુદાં જુદાં નામ ધારણ કરે છે. જેવી રીતે એક જ માણસ જુદાં જુદાં કામ કરતો હોય તો જેવું કામ તેવું તેનું નામ પડે છે; ( જેમ કે, રસોઈ કરતી વખતે રાંધનાર, પાઠ કરતી વખતે પાઠ કરનાર, તથા કથા કહેતી વખતે વકતા તથા સાંભળતી વખતે શ્રોતા વગેરે ) તેવી રીતે નામનાં જુદાં જુદાં કાર્યને લીધે જુદાં જુદાં નામ પડેલાં છે. હે રામચંદ્રજી! મેં તમારી પાસે મનની જે જે સંજ્ઞા કહેલી છે, તે જ સંજ્ઞા અન્ય મતવાળાએ પોતાની કપોલકલ્પિત યુકિતથી જુદી રીતે કહેલ છે. જેવો જેનો સ્વભાવ તે પ્રમાણે બુદ્ધિ રાખીને ઈચ્છામાં આવે તે રીતે મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોના વિચિત્ર નામના ભેદો કહેલા છે. જીવથી ભિન્ન જે જડ પ્રકૃતિ છે તેને કેટલાક મન કહે છે, કેટલાક અહંકૃતિ કહે છે અને કેટલાક બુદ્ધિ કહે છે. હે રઘુનંદન! અહંકાર મન તથા બુદ્ધિ વગેરે સૃષ્ટિની કલ્પના છે તથા તે એકરૂપ જ છે; પણ ન્યાયમતવાળાએ તેની જુદી કલ્પના કરી છે, સાંખ્યમતવાળાએ તેથી જુદી કલ્પના કરી છે અને ચાર્વાકમતવાળાએ સાંખ્યથી પણ જુદી કલ્પના કરી છે. વળી જૈમિનિ મતવાળાએ તેથી પણ વિચિત્ર કલ્પના કરી છે, તે જ પ્રમાણે, આર્હત, બૌદ્ધ, વૈશેષિક તથા પાંચરાત્ર—એ સર્વેએ પણ પોતાની બુદ્ધિ પ્રમાણે જુદી જુદી કલ્પના કરી છે. છતાં એક નગરમાં જવાના જુદા જુદા માર્ગો હોય અને તે સર્વ માર્ગેથી તે નગરમાં જવાય, તે પ્રમાણે તે સર્વ કલ્પનાથી એક પારમાર્થિક પદને પહોંચવું એ જ સર્વનો ઉદ્દેશ છે અને તે પરમપદમાં સર્વની એકતા છે. પણ પરમાર્થના અજ્ઞાનથી અને વિપરીત બોધને લીધે માત્ર તેઓ વિવાદ કરે છે. વટેમાર્ગુ જેમ નગરમાં જવાના જુદા જુદા માર્ગમાંથી જે માર્ગે પોતાને ઈચ્છિત હોય તે માર્ગનાં વખાણ કરે છે, તેમ જુદા જુદા મતવાદીઓ પોતપોતાના મતનાં વખાણ કરે છે. પણ હે રામ! તે સર્વનો મત મિથ્યા છે, કારણ કે કર્મમાર્ગમાં પ્રીતિ હોવાથી પોતાના વિકલ્પિત અર્થથી તેઓએ વિચિત્ર યુકિત કરેલી છે; પણ મર્મ જોતાં સર્વ મનનો જ વિલાસ છે. એક માણસ સ્નાન કરતો હોય ત્યારે તે સ્નાનકર્તા કહેવાય છે તથા દાન કરતો હોય ત્યારે દાન કરનાર કહેવાય છે; અને એમ કાર્ય પ્રમાણે તેનું નામ પડે છે. તે જ પ્રમાણે આ મન ક્રિયાના ભેદથી વિચિત્રતાને પામે છે. વિવિધ કાર્યો કરવાને પરિણામે એ મન જીવ, વાસના અને કર્મ આદિ નામરૂપી ભેદોવાળું થાય છે. જે અખિલ અનુભવ થાય છે તે માત્ર ચિત્તનો છે અને ચિત્ત વિનાનો માણસ જુએ છે, તોપણ જોતો નથી. શુભ તથા અશુભ સાંભળવાથી, સ્પર્શ કરવાથી, જોવાથી, ભોજન કરવાથી અને સૂંઘવાથી અંતઃકરણમાં હર્ષ થવો અથવા ખેદ થવો એ મનવાળા માણસને જ થાય છે. પ્રકાશ છે એ જ રૂપનું કારણ છે. જે તેવી રીતે મન છે તે જ પદાર્થોનું કારણ છે. જે માણસનું મન બંધાયું છે ( વાસનાવાળું છે ), તેને બંધન થાય છે અને જેનું મન મુકત ( વાસનારહિત) છે તેની મુકિત થાય છે. જડ બુદ્ધિવાળો માણસ મનને પણ જડ માને છે અને ચૈતન્યવાન માણસ મનને ચૈતન્યસ્વરૂપ જાણે છે; પણ વસ્તુતઃ મન જડ પણ નથી તેમ ચેતન પણ નથી, અને વિચિત્ર સુખ—દુઃખની ચેષ્ટાવાળું ઉદ્ભવેલું જગત પણ મનમાંથી જ ઊઠેલું છે. એકરૂપ મનમાં આખા સંસારનો લય થઈ જાય છે. અજ્ઞાન વડે ચિત્ત જ્યારે મલિન થાય છે, ત્યારે ભ્રાંતિ વડે સંસારના કારણરૂપ મન વડે જગત ઉત્પન્ન થાય છે. હે રામ! મન અજડ છે એમ માનીએ, તોપણ તે સંસારનું કારણ નથી. એ પથ્થર જેવું જડ છે એમ માનીએ, તોપણ તે સંસારનું કારણ નથી. એટલા માટે હે રામ! આ જગતમાં રૂપનું કારણ જેમ પ્રકાશ છે, તેમ મન કે જે જડ નથી તેમ ચેતન પણ નથી, તે જ પદાર્થનું કારણ છે,

ચિત્ત વિના જગત નથી; કારણ કે ચિત્તનો લય થવાથી સર્વ જગતનો લય થાય છે. કાળ એક જ છે. પણ ઋતુઋતુને લીધે તેનાં જુદાં જુદાં નામ પડે છે; તે જ પ્રમાણે, મનનાં કર્મને લીધે જુદાં જુદાં નામ પડે છે. કદાપિ મન વિના અહંકાર વગેરે ક્રિયા શરીરને ક્ષોભ કરતી હોય, તો જેને મન નથી તેને પણ ક્ષોભ થવો જોઈએ. પણ તેમ થતું નથી, માટે મન વિના બીજી શકિત નથી એમ સિદ્ધ થાય છે. ભિન્ન ભિન્ન મતવાદીઓએ પોતપોતાના શાસ્ત્રમાં ભેદ કહેલા છે, તે પોતાના તર્કથી જ કહેલા છે; અને તેવા તર્કોને તત્ત્વજ્ઞાની માનતા નથી તથા તેનું શાસન પણ કરતા નથી. હે રામ! અનેક પ્રકારના તર્ક—વિતર્ક થવા એ મનની સ્વાભાવિક શકિત છે અને તે શકિતને લીધે જ ભિન્ન ભિન્ન મતવાદીઓએ ભિન્ન ભિન્ન તર્ક કરેલા છે તથા સર્વથી શ્રદ્ધાના જડપણાથી સર્વના તર્કમાં વિચિત્રતા રહેલી છે. ચેતનરૂપ કરોળિયામાંથી જેમ જડતાંતુની ઉત્પત્તિ થાય છે, તેમ નિત્ય પ્રબુદ્ધ પરપુરુષમાંથી પ્રકૃતિની ઉત્પત્તિ થઈ છે. અવિદ્યાના પરવશપણાથી ચિત્તની ભાવનાઓ સ્થિરતાને પામી છે, તેથી વાદીઓના મતમાં મનનાં જે નામભેદ અને રૂપભેદ છે તે શાંતિ વડે કલ્પિત છે. મલિન ચિત્તની જીવ, મન, બુદ્ધિ તથા અહંકૃતિ એવી સંજ્ઞા પડેલી છે અને તે જ આ જગતમાં ચેતન, ચિત્ત તથા જીવ એવી રીતે કહેવાય છે: પણ સર્વની એકતા હોવાથી એમાં વિવાદનું કારણ નથી. ૧—૭૩

**जीवो मनश्च ननु बुद्धिरहंकृतिश्चेत्येवं प्रथामुपगतेयमनिर्मला चित् । सैषोच्यते जगति चेतनचित्तजीवसंज्ञागणेन किल नास्ति विवाद एषः ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મનઃસંજ્ઞાવિચાર' નામનો સર્ગ ૯૬ મો સમાપ્ત

# સર્ગ ૯૭ મો*

## આકાશત્રયનું વર્ણન

राम उवाच

**ब्रह्मन्मनस एवेदमन्तश्चाडम्बरं सृतम् ।**
**यतस्तदेव कर्मेति वाक्यार्थादुपलभ्यते ॥ १ ॥**

રામ બોલ્યા : હે બ્રહ્મન્ ! આ જગતરૂપી સર્વ આડંબર મનથી જ ઉત્પન્ન થયેલો છે, માટે જગત એ જ મનનું કર્મ છે, એમ પ્રથમ તમારે જણાવેલા વાક્યના અર્થથી મારા સમજવામાં આવે છે.

વસિષ્ઠ બોલ્યા : મરુદેશનો પ્રચંડ તાપ પ્રકાશના આવરણરૂપ મૃગતૃષ્ણિકાનો× જેમ અંગીકાર કરે છે, તેમ દૃઢ ભાવથી આસક્ત થયેલું મન આત્માના આવરણરૂપ અજ્ઞાન વડે આ જગતનો અંગીકાર કરે છે. આ બ્રહ્મરૂપ જગતને વિષે તે મન એક આકૃતિપણાને પામે છે. કોઈ સમયે તે મનુષ્યભાવને પામે છે અને કોઈ સમયે તે દેવરૂપે ઉત્પન્ન થાય છે. કોઈ સમયે તે દૈત્યપણાથી ઉલ્લાસ પામે છે, કોઈ સમયે તે યક્ષપણાથી ઉદય પામે છે, કોઈ સમયે તે ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, તો કોઈ સમયે તે કિન્નરરૂપે રહે છે. વળી કોઈ સમયે તે આકાશ અને નગરરૂપે પણ થાય છે. એ પ્રમાણે વિસ્તારવાળી આકૃતિથી મન જ સર્વ સ્થળે વૃદ્ધિ પામે છે. શરીરનો સમૂહ તૃણ, કાય અને લતા જેવો છે. માટે શરીરનો વિચાર કરવાથી કાંઈ ફળ નથી. માત્ર મન છે તે જ વિચાર કરવા યોગ્ય છે. મન વડે આકુળ થયેલું આ જગત વિસ્તાર પામેલું છે અને તે વિના પરમાત્મા એ જ અવશેષ રહે છે. આત્મા પોતે સર્વપદથી અતીત છે, સર્વ સ્થળે ગમન કરનાર છે, સર્વના આશ્રયરૂપ છે અને તેના પ્રસાદે કરીને સંસારમાં મન દોડે છે તથા નાચે છે. મનનું કર્મ છે તે જ શરીરના કારણભૂત છે

---

* આ સત્તાણુંમા સર્ગમાં સર્વ અકાશથી મનના સંસ્થાનનું તથા ચિત્તાકાશ' ચિદાકાશ અને ભૂતાકાશનું વિસ્તારથી વર્ણન કરેલું છે.

× ઝાંઝવાનાં પાણી

અને જન્મ-મરણ પણ તેનાં જ થાય છે. આત્માને વિષે તેવા ગુણ નથી. વિચાર કરવાથી મન લય પામે છે અને મનના લયમાત્રથી મોક્ષ છે. મનનો ક્ષય થયા પછી પ્રાણીની મુકિત થાય છે અને આ પ્રમાણે મુકિત થયા પછી ફરી વાર જન્મ થતો નથી.

રામ બોલ્યા : હે ભગવન્! તમે પ્રથમ માણસની ત્રણ× પ્રકારની જાતિ કહી છે અને સદસદાત્મક મન છે તે જ તેમાં પ્રથમ કારણ છે એમ કહ્યું છે. માટે બુદ્ધિથી વર્જિત એવા શુદ્ધ ચૈતન્યરૂપી તત્ત્વમાંથી જગતરૂપી વિચિત્રતા કરનાર મન કેવી રીતે ઉત્પન્ન થયું તથા કેવી રીતે વૃદ્ધિ પામ્યું ?

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! (૧) ચિત્તાકાશ, (૨) ચિદાકાશ અને (૩) ભૂતાકાશ—એવી રીતે વિસ્તીર્ણ જઠરવાળાં ત્રણ જાતનાં આકાશ છે. એ ત્રણ આકાશ સર્વસામાન્ય છે તથા સર્વત્ર તેમની વ્યવસ્થા છે. શુદ્ધચૈતન્યની શકિતથી તેમને સત્તા મળેલી છે. સઘળા પ્રાણીમાત્રની અભ્યંતર (અંદરની) વસ્તુ તથા બાહ્ય વસ્તુની સત્તા અને અસત્તામાં જે સાક્ષી તથા વ્યાપક છે તેને **ચિદાકાશ** કહે છે. પ્રાણીમાત્રના સર્વ વ્યવહારના હેતુપણાથી જે હિતરૂપ છે, જે સર્વ કાર્ય—કારણના નિયંતાપણાથી શ્રેષ્ઠ છે અને જેણે પોતાની કલ્પનાથી આ જગતનો વિસ્તાર કર્યો છે, તેને **ચિદાકાશ** કહે છે. દશ દિશાના મંડળના ભોગ વડે જેનું અવિચ્છિન્ન શરીર છે તથા મેઘ વગેરેના જે આશ્રયભૂત છે, તેને **ભૂતાકાશ** કહે છે. ભૂતાકાશ તથા ચિત્તાકાશ એ બંને ચિદાકાશના બળથી ઉત્પન્ન થયેલ છે અને દિવસ જેમ સર્વ કાર્યસમૂહનું કારણ છે તેમ ચૈતન્ય સર્વનું કારણ છે. 'હું જડ છું,' 'હું જડ નથી' એવો મલિન ચિત્તને નિશ્ચય થાય છે, તે જ મન છે એમ જાણો અને તે મને આકાશાદિ ઉત્પન્ન કર્યાં છે. આવી રીતે ત્રણ આકાશની કલ્પના કરવી, એ પણ જ્યાં સુધી વિષય(આત્મા)નું જ્ઞાન થયું નથી, ત્યાં સુધી અજ્ઞાનીને બોધ કરવા માટે છે; તે કલ્પના જ્ઞાનીને માટે કરવામાં આવતી નથી. જ્ઞાનીને તો નિશ્ચય થાય છે કે, એક પરબ્રહ્મ જ છે અને તે સર્વરૂપ છે, સર્વને પૂર્ણ પૂરક છે, નિત્ય છે અને સર્વ કલ્પનાથી વર્જિત છે. દ્વૈત તથા અદ્વૈતના ભેદવાળા વાકયના ગર્ભિત સંદર્ભથી અજ્ઞાનીને ઉપદેશ આપવામાં આવે છે, પણ જ્ઞાનીને ઉપદેશની આવશ્યકતા નથી. હે રામચંદ્રજી! જ્યાં સુધી તમને જ્ઞાન થયું નથી, ત્યાં સુધી જ્ઞાન થવા માટે ત્રણ આકાશની કલ્પનાથી હું તમને ઉપદેશ કરું છું. દાવાનળ જેવા પ્રચંડ તાપમાંથી જેમ મરુદેશમાં મૃગતૃષ્ણિકા ઉત્પન્ન થાય છે, તેમ ચિદાકાશમાંથી ભૂતાકાશ તથા ચિત્તાકાશ ઉત્પન્ન થાય છે. ચિત્તપણાને પામેલું મન મલિનપણાને પામે છે, તેથી તે આકુળપણાથી ત્રણ જગતરૂપ ઈન્દ્રજાળને ઉત્પન્ન કરે છે. મૂર્ખ માણસને છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, પણ વિદ્વાનને તેવી ભ્રાંતિ થતી નથી. તે જ પ્રમાણે અજ્ઞાની માણસને મલિનપણાને લીધે આ જગત ચિત્તના કાર્યરૂપી જોવામાં આવે છે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ તે જોવામાં આવતું નથી; એટલે કે મૂર્ખપણાથી બંધન થાય છે અને જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ૧-૨૭

**चित्तत्वमस्य मलिनस्य चिदात्मकस्य तत्त्वस्य दृश्यत इदं ननु बोधहीनैः । शुक्तौ यथा रजतता न तु बोधवद्भिर्मौर्ख्येण बंध इह बोधबलेन मोक्षः ॥ २७ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિદાકાશમાહાત્મ્ય' નામનો સર્ગ ૯૭ મો સમાપ્ત

---

× ચોરાણુમા સર્ગમાં બાર પ્રકારની જાતિ લખી છે; પણ તે સર્વના સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણમાં અંતર્ભાવ થવાથી મુખ્ય ત્રણ જાતિ માનેલ છે.

# સર્ગ ૯૮ મો*

## ચિત્તાખ્યાન-વનનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

**यतः कुतश्चिदुत्पन्नं चित्तं यत्किंचिदेव हि ।**
**नित्यमात्मविमोक्षाय योजयेद्यत्नतोऽनघ ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : હે અનઘ! ચિત્ત ગમે તેમ ઉત્પન્ન થયું હોય તોપણ તેને નિરંતર મોક્ષ માટે આત્માને વિષે જોડવું. હે રામ! પરમાત્માના વિષે જોડેલું ચિત્ત શુદ્ધ અને વાસનારહિત થાય છે અને ત્યાર પછી તે ચિત્ત કલ્પનાથી શૂન્ય થવાથી આત્માપણાને પામે છે. હે રામ! સ્થાવર અને જંગમરૂપી આ જગત ચિત્તને આધીન છે. અને બંધ તથા મોક્ષ પણ ચિત્તને જ આધીન છે. હે રામ! આ સમયે બ્રહ્માએ પ્રથમ મને કહેલું ચિત્તાખ્યાન હું તમને કહું છું; તે તમે પ્રયત્નથી સાંભળો. હે રામચંદ્રજી! શૂન્ય, શાંત અને ભયંકર એવું એક વન હતું. તેમાં સો યોજન પણ એક કણ માત્ર જણાતા હતા તે વનમાં હજાર હાથ તથા હજાર નેત્રવાળો એક પુરુષ હતો. તેની બુદ્ધિ આકુળ થયેલી હતી. તે ભયંકર અને વિશાળ આકૃતિનો હતો. તે પોતાના હજાર હાથમાં પરિઘ (એક જાતનું હથિયાર) લઈને પોતાના શરીરના પાછળના ભાગ ઉપર પ્રહાર કરતો હતો અને પોતાની મેળે પલાયન થતો હતો. આ પ્રમાણે પોતાના શરીર ઉપર પોતાની જાતે દૃઢ પ્રહાર કરીને ભયભીત થઈને તેણે કેટલાક યોજન સુધી દોડવા માંડયું. આ પ્રમાણે રાડો પાડતાં આ તરફ અને તે તરફ ઘણે દૂર સુધી દોડવાથી શ્રમને લીધે તેનું શરીર પરવશ થઈ ગયું અને તેના હાથ—પગ વીંખાઈ ગયા. ત્યાં તે પરવશપણાથી અંધારી રાત્રિના અંધકાર સમાન ભયંકર તથા આકાશ સમાન ગંભીર એવા પોલાણવાળા અંધારા કૂવામાં પડયો. ત્યાર પછી કેટલેક કાળે તે અંધારા કૂવામાંથી બહાર નીકળ્યો અને ફરી પણ પ્રથમની પેઠે પોતાના શરીર ઉપર પોતાની જાતે પ્રહાર કરીને તેણે ચારે બાજુ દોડવા માંડયું. ફરીથી કેટલેક દૂર ગયા પછી પતંગિયું જેમ અગ્નિમાં પડે, તેમ તેણે કેટલાક કાંટાથી વ્યાપ્ત એવા કરંજના વનમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી એક ક્ષણમાં કરંજના વનમાંથી બહાર નીકળીને પ્રથમની પેઠે તેણે પોતાના શરીર ઉપર જાતે પ્રહાર કરતાં કરતાં દોડવા માંડયું. કેટલેક દૂર ગયા પછી તેણે ચંદ્રમાનાં કિરણથી શીતળ અને મનોહર એવા એક કેળના વનમાં આનંદથી પ્રવેશ કર્યો. થોડી વાર પછી કેળના વનમાંથી બહાર નીકળીને પ્રથમની પેઠે તેણે જાતે પ્રહાર કરતાં દોડવા માંડયું. ત્યાંથી થોડે દૂર ગયા પછી ફરીથી તે જ અંધારા કૂવામાં તેણે પ્રવેશ કર્યો. તે સમયે તેના અવયવો તથા આકૃતિ વીંખાઈ ગયાં હતાં. પછી અંધારા કૂવામાંથી ઊઠીને તે કેળના વનમાં ગયો. એ કેળના વનમાંથી નીકળીને તે કરંજના વનની ઝાડીમાં ગયો. હવે એ કરંજના વનની ઝાડીમાંથી નીકળીને તે કૂવામાં ગયો અને એ કૂવામાંથી નીકળી તે કેળના વનમાં ગયો. આમ પ્રથમની પેઠે પ્રહાર કરતો રહી તેણે તે તે સ્થાનમાં પ્રવેશવા માંડયું. તે માણસનો આવા પ્રકારનો આચાર ઘણી વાર જોયા પછી મેં તેને બળાત્કારથી માર્ગ પર રોકયો અને તેને પૂછ્યું કે, 'તું કોણ છે? આ તું શું કરે છે? શા માટે આવી રીતે તું પ્રહાર કરે છે? આવી રીતે પ્રહાર કરીને તું શું ઈચ્છે છે? અને શા માટે તુ વૃથા ખેદ પામે છે? હે રઘુનંદન, આવી રીતે પૂછવાથી તેણે ઉત્તર દીધો કે, 'હે મુનિ! હું કોઈ પણ નથી, હું કાંઈ કરતો પણ નથી. તમે મારા કામમાં અંતરાય નાખ્યો છે. માટે તમે મારા શત્રુ છો. દુ:ખને માટે તેમ જ સુખને માટે તમે મને જોયો છે અને મારો નાશ થયો છે.' એ પ્રમાણે કહીને તેણે પોતાનાં પીડાયેલાં અંગ તરફ દૃષ્ટિ કરી અને પૃથ્વી પર મેઘ પડતો હોય તેમ અસંતોષથી તેણે દીન થઈને રુદન કરવા માંડયું. થોડી વાર પછી રુદન કરવું

* આ અઠ્ઠાણુંમા સર્ગમાં બોધ થવા સારુ ચિત્તનું આખ્યાન કહેવાશે તથા ચિત્તના તત્ત્વનો વિચાર કરવાથી ચિત્તનો નાશ થાય છે, એમ બતાવવામાં આવશે.

બંધ કરી, પોતાના અંગ તરફ નજર કરીને તેણે હાસ્ય કર્યું તથા નાદ કર્યો. એવું અટ્ટહાસ્ય કર્યા પછી તેણે મારી સમક્ષ ક્રમે કરી પોતાના અંગનો ત્યાગ કર્યો. પ્રથમ તેનું પરમ દારુણ મસ્તક પડી ગયું, ત્યાર પછી તેના હાથ પડી ગયા, ત્યાર પછી તેના વક્ષઃસ્થળનો નાશ થયો અને ત્યાર પછી તેનું ઉદર પડી ગયું. ત્યાર પછી ક્ષણમાત્રમાં ક્રમે કરી સર્વ અંગોનો ત્યાગ કરીને તે પુરુષ કોઈ સ્થળે જવાને તત્પર થયો. થોડી વાર પછી એ જ પ્રકારનો બીજો માણસ મારી નજરે આવ્યો; તે પણ પોતાના શરીર ઉપર પોતાના જ જાડા હાથથી પ્રહાર કરતો હતો અને દોડતો હતો; તે કૂવામાં પડતો હતો અને તેમાંથી બહાર નીકળી પાછો દોડતો હતો. ત્યાંથી પાછો તે કૂવામાં પડતો હતો અને આતુર થઈને ફરી દોડતો હતો. ફરી તે ખાડામાં પડતો હતો અને ક્ષણવારમાં તેણે શીતળ કદલીવનમાં પ્રવેશ કર્યો. ત્યાંથી પણ કષ્ટ પામીને પાછો પોતાના શરીર ઉપર પ્રહાર કરતો તે પલાયન કરતો હતો. આવો તેનો આચાર જોઈને મને આશ્ચર્ય થયું. મેં તેને ઊભો રાખ્યો અને પ્રથમ જોયેલા માણસને જે પ્રમાણે પૂછ્યું હતું તે જ પ્રમાણે મેં તેને પૂછ્યું, ત્યારે તે માણસ પણ પ્રથમના માણસની પેઠે ક્રમપૂર્વક રુદન, હાસ્ય અને પોતાના અંગનો ત્યાગ કરીને અદૃશ્ય થઈ ગયો. તેણે નિયતિની શક્તિનો વિચાર કરી ત્યાંથી પ્રયાણ કર્યું. થોડી વાર પછી મેં એવા જ પ્રકારના ત્રીજા માણસને જોયો. તે પણ જાતે પ્રહાર કરતો હતો અને નાસી રહ્યો હતો. એ પ્રમાણે પલાયન કરતાં તે માણસ એક અંધારા કૂવામાં પડયો. થોડી વાર સુધી તેની કૂવામાંથી બહાર નીકળવાની વાટ જોઈને હું ઊભો રહ્યો; પણ ઘણી વાર સુધી જ્યારે તે બહાર ન નીકળ્યો, ત્યારે હું તેને જોવા માટે ઊભો થઈને ત્યાં ગયો. તે સમયે તેવા જ આકારનો તથા તેવી જ રીતે પડતો મેં તેને જોયો, એટલે તેને ઊભો રાખીને, મેં તેને પણ પ્રથમની પેઠે જ પૂછ્યું. છતાં હે કમળલોચન! તે મારું કહેવું સમજ્યો નહિ; એટલું જ નહિ, પણ તે મૂઢ બુદ્ધિવાળો અવિવેકી હોવાથી મને કહેવા લાગ્યો કે, 'અરે પાપી! અરે ભૂંડા બ્રાહ્મણ! તું કાંઈ જાણતો નથી.' પછી પોતાના જ વ્યાપારમાં પરાયણ થયેલો તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. એ પ્રમાણે તે અરણ્યમાં ફરતાં, એવા જ પ્રકારના બીજા પણ ઘણા પુરુષોને મેં જોયા; તેમાંના કેટલાક તો મારો પ્રશ્ન સાંભળી સ્વપ્નના સંભ્રમની પેઠે શાંતિ પામી ગયા. કેટલાક મારા વચનની ઉપેક્ષા કરી નિંદા કરવા લાગ્યા. તો કેટલાક અંધારા કૂવામાં પડી તેમાંથી બહાર નીકળ્યા. કેટલાકે કેળના વનમાં પ્રવેશ કર્યો અને તેમાંથી ઘણી વાર સુધી બહાર ન નીકળ્યા. કેટલાક ઘોર કરંજના વનમાં જ અંતર્ધાન થયા. કેટલાક કામ્ય કર્મોમાં પરાયણ હતા તેથી ક્યાંય સ્થિતિ ન પામ્યા. હે રામચંદ્રજી! આ પ્રમાણે તે મહાટવી વિસ્તાર પામેલી છે તે આજ સુધી છે અને તેમાં એવા જ પ્રકારના પુરુષો છે. હે રામ! તે જંગલ તમે જોયું છે, પણ તમારી બુદ્ધિ અપ્રૌઢ હોવાથી તેનું તમને સ્મરણ નથી. તે જંગલ અતિ ભયંકર છે, વિવિધ પ્રકારના કાંટાને લીધે સંકટવાળું છે, ઘોર છે અને ગાઢ અંધારાને લીધે ગહન છે. છતાં લોકમાં નિવૃત્તિનું સાધન મળ્યા છતાં અજ્ઞાની માણસ આત્મજ્ઞાન ન હોવાથી તે ઘોર જંગલનું, સુગંધીવાળાં પુષ્પોથી યુક્ત એવી વાટિકા( વાડી )ની જેમ સેવન કરે છે. ૧—૪૫

**सा भीषणा विविधकंटकसंकटांगी घोराटवी घनतमोगहनापि लोके। आगत्य निर्वृत्तिमलब्धपदाबबोधैरासेव्यते कुसुमगुल्मकवाटिकेव ॥४५॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો સર્ગ ૯૮ મો

સમાપ્ત

# સર્ગ ૯૯ મો*

## ચિત્તાખ્યાનનો સિદ્ધાંત

राम उवाच

**क्वासौ महाटवी ब्रह्मन् कदा दृष्टा कथं मया ।**
**के च ते पुरुषास्तत्र किं तत्कर्त्तुं कृतोद्यमाः ॥१॥**

રામ બોલ્યા : હે બ્રહ્મન્ ! તમે કહેલી મહાટવી ( મોટું જંગલ ) ક્યાં છે? મેં તે ક્યારે અને કેવી રીતે જોયેલી છે? ત્યાં પુરુષો હતા તે કોણ હતા? તથા તેઓ શું કરવાનો ઉદ્યમ કરતા હતા?

વસિષ્ઠ બોલ્યા : હે રઘુનાથ! હે મહાબાહુ! હે રામ! મેં તમને કહેલી મહાટવી દૂર નથી, તેમ તે પુરુષો પણ દૂર નથી. હે રામ! ગંભીર, અપાર પોલાણવાળી, શૂન્ય તથા વિકારથી યુક્ત જે આ સંસારપદવી છે તે જ મહાટવી છે, એમ તમે સમજો. વિવેકદૃષ્ટિથી વિચાર કરવાથી તે સંસાર—પદવીરૂપ મહાટવી પ્રાપ્ત થાય છે અને જ્યારે તે એક અદ્વિતીય વસ્તુથી પૂર્ણ છે એમ નિશ્ચય થાય છે, ત્યારે તે શૂન્ય છે. તે સંસારઅટવીમાં મોટા આકારવાળા પુરુષો ભ્રમણ કરતા હતા એમ મેં તમને કહ્યું છે. પુરુષો નહિ, પણ સંસારમાંનાં માણસોના મનરૂપી તે પુરુષો સમજવા અને એ મન દુ:ખમાં ડૂબેલાં છે. હે મહાબુદ્ધિમાન! હે નિષ્પાપ! વિવેક છે તે જ મનરૂપી પુરુષનો દૃષ્ટા છે અને વિવેક વડે જ મેં તેને જોયેલા છે. સૂર્યદેવના પોતાના પ્રકાશથી કમળને જાગ્રત કરે છે, તેવી રીતે વિવેકથી હું મનને બોધ કરું છું. હે મહામતિમાન! મારા બોધનો અંગીકાર કરીને, મારા પ્રસાદથી કેટલાંક મનો શાંતિ પામીને પરમ પદવીને પામી ગયાં છે. મોહને લીધે જે મારું અભિનંદન કરતાં નથી તથા જેઓ મારો તિરસ્કાર કરે છે, તેઓ અંધારા કૂવામાં પડે છે. હે રઘુવર! પૂર્વના સર્ગમાં જે અંધારા કૂવા કહ્યા છે, તે નરક સમજવાં. જેમણે કેળના વનમાં પ્રવેશ કર્યો, તે મન સ્વર્ગના રસવાળાં છે એમ સમજવું. જેમણે અંધારા કૂવામાં પ્રવેશ કર્યો છે, અને ત્યાંથી બહાર નિર્ગમન કર્યું નથી, તે મન મહાપાપથી યુક્ત હોવાથી નરકમાંથી નીકળ્યાં નથી એમ સમજવું. હે રાઘવ! કેળના વનમાં પ્રવેશ કર્યા પછી તે વનમાંથી જેણે બહાર નિર્ગમન ન કર્યું, તે મન પુણ્યના સંભારથી યુક્ત હોવાથી સ્વર્ગમાં રહ્યાં છે એમ સમજવું. હે રઘુનંદન! કરંજના વનમાંથી જે બહાર ન નીકળ્યાં, તે મનુષ્યજાતનાં મન સમજવાં. જેને બોધ થયો તે બંધનથી મુક્ત થયા. બહુ રૂપવાળાં કેટલાંક મન એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશ કરીને નરક તથા સ્વર્ગમાં આવ—જા કર્યા કરે છે. પ્રથમના સર્ગમાં કરંજનું ગાઢ વન કહેલું છે, તે સંસારમાં સ્ત્રીનો રસ તથા દુ:ખ અને કંટકરૂપી વિવિધ વાસનાથી યુક્ત મનુષ્યપણું સમજવું. જેણે કરંજના વનમાં પ્રવેશ કર્યો, તે મન મનુષ્યજાતિમાં ઉત્પન્ન થઈને સંસારના રસમાં આસક્ત થયા એમ સમજવું. હે રઘુનંદન! ચંદ્રમાનાં કિરણથી શીતળ એવું કેળનું જે વન કહેવામાં આવ્યું છે, તે મનને આનંદ કરનાર વર્ગ છે એમ સમજો. કેટલાંક મન પુણ્ય કરવાથી, તપ તથા ધારણા વડે શરીરને ધારણ કરીને રહેલાં છે. જેણે પોતાના અજ્ઞાનથી બુદ્ધિ અને ચિત્ત વડે મારો તિરસ્કાર કર્યો છે, તેણે આત્મજ્ઞાન ન હોવાથી પોતાના જ વિવેકનો તિરસ્કાર કર્યો છે. તમે મને જોયો છે, મારો નાશ થયો છે તથા તમે મારા શત્રુ છો એમ જે પુરુષે કહ્યું, તે બોધ થવાથી નાશ થવા સમયે ચિત્તે પ્રલાપ કર્યો. એમ સમજવું. હે રાઘવ! રાડો પાડીને પુરુષે રુદન કરવા માંડ્યું એમ જે કહેવામાં આવ્યું છે, તે સંસારના સુખનો ત્યાગ કરવા સમયે મનો રુદન કર્યું એમ સમજવું. અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને નિર્મળ પદની પ્રાપ્તિ ન થયેલી હોય, ત્યાં સુધી સંસારના સુખનો ત્યાગ કરવા સમયે ચિત્તને અતિશય પરિતાપ થાય છે. રુદન કરતાં પોતાનાં અંગ ઉપર દૃષ્ટિ કરી એમ કહેલું છે, તે સંસારના સુખનો ત્યાગ

* આ નવ્વાણુમા સર્ગમાં પ્રથમ ચિત્તાખ્યાનનું ક્રમથી તથાવ્યુત્ક્રમથી રામચંદ્રજીના પ્રશ્ન દ્વારા તાત્પર્ય કહેવામાં આવશે.

કરવા સમયે સ્ત્રી—પુત્રના સ્નેહને લીધે તેમના પર દયાથી આ સર્વનો ત્યાગ કરી જવું એ કષ્ટરૂપ છે એમ વિચાર કરીને રુદન કર્યું એમ સમજવું. અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને નિર્મળ પદની પ્રાપ્તિ ન થયેલી હોય તો સ્નેહ તથા લોભ વગેરેથી અંગનો ત્યાગ કરવા સમયે ચિત્તમાં તાપની વૃદ્ધિ થાય છે. હે રામ! જેમણે હાસ્ય કર્યું તેમને મારા જ્ઞાન વડે વિવેકની પ્રાપ્તિ થઈ છે અને તેથી તેમને ચિત્તમાં સંતોષ થઈને આનંદ થયો છે એમ સમજવું. વિવેકની પ્રાપ્તિ થયા પછી જેણે સંસારની સ્થિતિનો ત્યાગ કરેલો છે, એવા ચિત્તને પોતાના રૂપનો ત્યાગ કરતી વખતે આનંદની અભિવૃદ્ધિ થાય છે. જે પુરુષોએ પોતાના અંગ તરફ દૃષ્ટિ કરતાં હાસ્ય કર્યું, તેમણે પોતાના મનથી એવો વિચાર કર્યો કે, ‘ આ મારાં અંગો, એ જ મને છેતરવાનું સ્થાન છે! અહો ! મિથ્યા વિકલ્પથી રચિત અંગો વડે હું ઘણી વાર છેતરાયો ’ આમ પોતાના મનથી વિચાર કરીને તેણે હાસ્ય સહિત અંગ તરફ દૃષ્ટિ કરી. વિવેક પ્રાપ્ત થયા પછી પરમ-પદમાં વિશ્રાંતિ પામેલું મન પૂર્વની દીનતાના આધારભૂત પદાર્થોને દૂરથી હાસ્ય કરતાં કરતાં જુએ છે. મેં તેને માર્ગમાં રોકીને પ્રયત્નથી પ્રશ્ન કર્યો. તે વિવેક બળાત્કારથી પોતાના ચિત્તને રોકે છે એમ બતાવવામાં આવ્યું છે. મારી આંખ આગળ તેનાં અંગો ચુરાઈને અંતર્ધાન થઈ ગયાં, તે ઉપરથી વિવેકને લીધે મનનો નાશ થતી વખતે અર્થની અનેક પ્રકારની આશાનો પણ નાશ થાય છે એમ બતાવવામાં આવ્યું છે. પુરુષને હજાર નેત્ર તથા હજાર હાથ હતા, એમ પ્રથમના સર્ગમાં વર્ણવેલું છે, તે ઉપરથી ચિત્તને અનંત આકૃતિપણું છે એમ સમજવાનું છે. પુરુષ પોતાના જ શરીર ઉપર પોતાની મેળે પ્રહાર કરતો હતો એમ કહેલું છે, તે ઉપરથી અનેક પ્રકારની કુકલ્પનાથી મન પોતાના જ શરીરને પ્રહાર કરે છે એમ સમજવું. પુરુષ પ્રહાર કરતાં ચારે બાજુ દોડતો હતો એમ કહેલું છે, તે ઉપરથી માણસનું મન પોતાની વાસનારૂપી પ્રહારથી વાસના અનુસાર દોડયા કરે છે એમ સમજવાનું છે. મન પોતાની મેળે પોતાને પ્રહાર કરે છે અને સ્વેચ્છાથી પલાયન કરે છે. જુઓ, અજ્ઞાનનું એ કેવું કૌતુક છે! પોતાની વાસનાથી તાપ પામેલાં સર્વ મન સ્વેચ્છાથી પોતાના પદને પામવા માટે પલાયન કરે છે. આ જગતમાં દુઃખનો જે વિસ્તાર થયો છે, તે પણ મનને લીધે જ છે. અને મન પોતે ખેદ પામી ચારે બાજુ દોડયા કરે છે. જેમ કોશેટો કરનાર કીડો પોતાની લાળરૂપી જાળથી બંધન પામે છે, તેમ મન પોતાની સંક-લ્પિત વાસનારૂપી જાળથી પોતાની મેળે બંધન પામે છે. બાળક રમત કરવા સમયે પાછળથી પોતાને જ દુઃખ થાય એવી રમત પણ અજ્ઞાન-થી રમે છે, તેવી રીતે મન પોતાની ચંચળતાને લીધે ભાવિ દુઃખનો વિચાર કર્યા વિના પાછળથી અનર્થ થાય એવી રીતે પણ ક્રીડા કરે છે. લાક-ડાંને વહેરનાર વહેરણિયા પોતાની કરવતથી લાક-ડાંનો થોડો ભાગ ચીરીને તેમાં વચ્ચે ખીલી ભરાવી ચાલ્યા જાય છે. પાછળથી કોઈ વાંદરો તે જ લાકડા પર બેસીને પોતાની ચપળતાને લીધે કાંઈ પણ વિચાર કર્યા વિના તેમાંથી ખીલી કાઢી નાખે છે તો ચીરેલા ભાગમાં પોતાના વૃષણ દબાવાથી તેનું મરણ થાય છે. તે જ પ્રમાણે, માણસનું મન પોતાથી ચંચળતાને લીધે વિચાર કર્યા વિના એવાં કામ કરે છે કે, પાછળથી તેને અનર્થની ઉત્પત્તિ થાય છે. માટે મનનું ઘણી વખત પાલન કરવું, ઘણી વખત મન વડે આત્મવિચાર કરવો અને યોગાભ્યાસથી મનને વશ કરી લેવું, એટલે ફરી વાર શોક કરવો પડે નહિ. મનના પ્રમાદથી દુઃખના પહાડ વધે છે. સૂર્યોદય-થી જેમ હિમનો નાશ થાય છે, તેમ મનનો વશ રાખવાથી દુઃખનો નાશ થાય છે. જે મનુષ્યનું મન શાસ્ત્રના અર્થથી ઉત્પન્ન થયેલી અનિંદ્ય વાસનાઓ વડે મુનિની પેઠે મૌનવૃત્તિથી સંસારના રાગમાં રમ્યા કરે છે, તે મનુષ્યનું મન પાછળથી તત્ત્વજ્ઞાનને લીધે પરમ પવિત્ર થાય છે તથા જન્મ અને મરણથી રહિત એવા પરમ પદને

પ્રાપ્ત થાય છે ત્યારે તેને મહાન આપત્તિમાં પણ શોક થતો નથી. ૧—૪૪

**यावज्जीवमनिंद्यया च रमते शास्त्रार्थसंज्ञा-तया तुल्यं वासनया मनो हि मुनिवन्मौनेन रागादिषु । पश्चात्पवनपावनं पदमजं तत्प्राप्य तच्छीतलं । तत्संस्थेन न शोच्यते पुनरलं पुंसा महापत्स्वपि ॥ ४४ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો સર્ગ ૯૯ મો સમાપ્ત

# સર્ગ ૧૦૦ મો*

## બ્રહ્મ સર્વશક્તિવાળું છે તથા બંધ-મોક્ષ અજ્ઞાનથી જ છે

वसिष्ठ उवाच

**चित्तमेतदुपायातं ब्रह्मणः परमात्पदात् ।**
**अतन्मयं तन्मयं च तरंगः सागरादिव ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ ચિત્ત બ્રહ્મના પરમ પદમાંથી પ્રાપ્ત થયેલું છે. સાગર-માંથી ઉત્પન્ન થયેલ તરંગ જેમ સાગરમય છે તથા સાગરમય નથી, તેમ તે ચિત્ત બ્રહ્મમય છે અને બ્રહ્મમય નથી. હે રામ! સામાન્ય જળની બુદ્ધિવાળા માણસને જેમ સમુદ્રથી તરંગ જુદા નથી, તેમ જ્ઞાનીને બ્રહ્મથી કાંઈ પણ વસ્તુ ભિન્ન નથી. જળનું સામાન્યપણું ન જોનાર માણસને જેમ જળ અને તરંગોમાં જુદાપણું જોવામાં આવે છે, તેમ અપ્રબુદ્ધ માણસને મન છે, તે જ સંસારના ભ્રમના કારણરૂપ છે. વાચ્ય અને વાચકનો સંબંધ પણ અજ્ઞાની માણસના ઉપદેશ માટે સંસારમાં કલ્પિત છે. બ્રહ્મ સર્વશકિતમાન છે, પર છે તથા નિત્ય, પૂર્ણ અને અવ્યય છે; તેમ જ એવી કોઈ પણ વસ્તુ નથી કે જે બ્રહ્મને વિષે ન હોય. પરમાત્મા ભગવાન સર્વશકિતમાન છે. જે સ્થળે જેવી ઇચ્છા થાય, તે સ્થળે તે તેવી શકિતનો પ્રકાશ કરે છે. હે રામ! શરીરને વિષે બ્રહ્મની ચૈતન્યશકિત જોવામાં આવે છે, વાયુને વિષે સ્પંદશકિત રહેલી છે અને પથ્થરમાં જડ શકિત રહેલી છે. જળમાં દ્રવશકિત રહેલી છે, અગ્નિમાં તેજશકિત રહેલી છે; આકાશમાં શૂન્ય-શકિત રહેલી છે અને સંસારસ્થિતિમાં અસ્તિત્વ-(હોવાપણા)ની શકિત રહેલી છે. વિનાશમાં નાશશકિત છે, શોકવાળામાં શોકશકિત છે, આનંદ પામેલામાં આનંદશકિત છે, શૂરવીરમાં પરાક્રમ-શકિત છે, સર્ગમાં સર્ગશકિત છે અને આ કલ્પના અંતમાં સર્વ શકિત છે. આ પ્રમાણે બ્રહ્મની સર્વ શકિત દસે દિશામાં દેખાય છે. વૃક્ષના બીજમાં જેવી રીતે ફળ, પુષ્પ, લતા, પત્ર, શાખા તથા મૂળ-વાળું વૃક્ષ રહેલું છે, તેવી રીતે બ્રહ્મને વિષે આ જગતમાં રહેલું છે. બ્રહ્મને વિષે પ્રતિભાસના વશ-પણાથી ચૈતન્ય તથા જડના મધ્યમાં રહેલું જીવ નામનું ચિત્ત દેખાય છે. અનેક પ્રકારનાં વૃક્ષ, લતા, ગુલ્મ તથા પલ્લવની કલ્પનાની પેઠે જ્યાં સુધી તત્ત્વ જાણવામાં આવ્યું નથી ત્યાં સુધી આ જગતની કલ્પના છે. હે રાઘવ! અહંપ્રત્યયથી ભાસમાન થતું આ જગત બ્રહ્મરૂપ જ છે. આત્મા સર્વ સ્થળે રહેનાર છે તથા તેનું નિત્ય પ્રકાશરૂપ મહાન શરીર છે. આકાશમાં જેવી રીતે પીંછાની ભ્રાંતિ થાય છે તથા જળમાં જેવી રીતે તરંગની બુદ્ધિ છે, તેવી રીતે આત્માની મનન કરવાની શકિતને મન કહે છે. આત્માને વિષે જીવ તથા મન પ્રતિભાસની કળા માત્ર છે. મન-નાત્મક મનના રૂપનો જે ઉદય થયો છે તે પણ બ્રહ્મની જ શકિત છે તેથી હે રિપુનાશન! તે બ્રહ્મરૂપ જ છે. આ જે દૃશ્ય વિભાગ જોવામાં આવે છે, તે પણ પ્રાતિભાસિક છે, પણ વસ્તુતઃ વિભાગ નથી. વળી બ્રહ્મના અજ્ઞાનથી કામ, કર્મ, વાસના આદિ જે કાંઈ લોકમાં જીવનું કારણ કહ્યું છે, તે સર્વ મન વિષે જ સદસદાત્મક છે; એટલે મનરૂપ બ્રહ્મની શકિત જ જીવનું કારણ છે. જેમ મનઃસત્તાત્મક બ્રહ્મનું રૂપ સંસ-ર્ગના અભ્યાસથી મનમાં રહેલું છે અને જેમ વસંત વગેરે ઋતુની શકિત વૃક્ષમાં રહેલી છે, તેમ જીવની ચેષ્ટા વગેરે મનના ધર્મ પણ બ્રહ્મને વિષે

* આ સોમા સર્ગમાં મનની શકિતએ કરીને બ્રહ્મનું સર્વશકિતપણું તથા અજ્ઞાન માત્રથી બંધ-મોક્ષની કલ્પના છે, એમ વર્ણન કરવામાં આવશે.

રહેલા છે. પૃથ્વીમાં સર્વ ઋતુઓ તથા સર્વ પુષ્પ વગેરેની શકિત રહેલી છે, તે છતાં પૃથ્વી, બીજ, સંસ્કાર તથા દેશના ભેદથી વ્યવસ્થા વડે પુષ્પ વગેરેને ધારણ કરે છે; તેવી રીતે બ્રહ્મને વિષે સર્વ શકિત રહેલી છે, તે છતાં તે વ્યવસ્થાથી સર્વ શકિતને ધારણ કરે છે અને પૃથ્વી જેવી રીતે પુષ્પને ધારણ કરે છે, તેવી રીતે લોકના કર્તા બ્રહ્મા ચિત્તને ધારણ કરે છે. જેવી રીતે પૃથ્વીના તળમાંથી દેશકાળની વિચિત્રતા વડે શાળ ઉત્પન્ન થાય છે, તેવી રીતે બ્રહ્મમાંથી પણ અનેક સ્થળે અનેક પ્રકારની શકિતઓ ઉત્પન્ન થાય છે. હવે સંકર બ્રહ્મ અને જગતને સંકર ( ભેળસેળ ) માનીએ, તોપણ કંઈ પ્રાતિભાસિક નથી અને તેને કોઈ પણ જોતું નથી. ભિન્નને ભિન્ન કરનાર જે સંખ્યા તથા રૂપ આદિ છે તેથી સંકર( ભેળસેળ ) થશે નહિ. એ ભેદ કરવાવાળા સંખ્યા આદિ પણ મનથી જ બ્રહ્મ વિષે કલ્પાયેલાં છે માટે તે પણ બ્રહ્મરૂપ જ જાણો. ઈન્દુબ્રાહ્મણના દશ પુત્રોએ મનની કલ્પનાથી દસ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યાં, તેવી રીતે પ્રત્યેક માણસ મનમાં જેવી કલ્પના કરે છે, તેવું તે ઉત્પન્ન કરી શકે છે. પોતાની મેળે ક્ષોભ ન પામેલા નિર્મળ જળમાં જેવી રીતે સ્પંદ થાય છે, તેવી રીતે પરમાત્માને વિષે જીવ છે તે જ સંસારનું કારણ છે. જળમાં થતાં કલ્લોલ, ઊર્મિ તથા તરંગ એ સઘળું જેમ જળરૂપ છે, તેમ જ્ઞાનવાન માણસને આ સર્વ જગત બ્રહ્મરૂપ છે. તરંગવાળા સમુદ્રમાં જળથી જુદી જેમ તરંગની કલ્પના કરવામાં આવે છે, તેમ નામ, રૂપ વગેરેની કલ્પના કરવામાં આવી છે, પણ વસ્તુતઃ એક બ્રહ્મની જ સત્તા રહેલી છે, જે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, જાય છે તથા સ્થિતિ પામે છે, એ સઘળું વિવર્તપણાથી બ્રહ્મને વિષે જણાય છે, સૂર્યનો પ્રચંડ તાપ જેમ મૃગજળરૂપે જણાય છે, તેમ પરમાત્મા નામરૂપથી રહિત છે તોપણ વિચિત્ર રૂપથી પ્રત્યક્ષ જણાય છે. કરણ, કર્મ, કર્તા, જનન, મરણ, તથા સ્થિતિ, એ સઘળું બ્રહ્મને આધીન છે, તે વિના કાંઈ પણ કલ્પના નથી, લોભ નથી, મોહ નથી. તૃષ્ણા નથી તથા ચતિ આસક્તિ પણ નથી. આત્માને વિષે લોભ, તૃષ્ણા અથવા મોહ કેવા અને કયાં ઘટે ? સુવર્ણમાંથી જેમ બાજુબંધ વગેરે આભૂષણો થાય છે, તેમ આ સર્વ જગત આત્મામાંથી જ મનની કલ્પનાના ક્રમે કરીને છે. અજ્ઞાનથી વીંટાયેલા ચિત્તને જીવ કહે છે. પોતાનો બંધુ હોય તેને પણ જ્યાં સુધી જાણ્યો નથી. ત્યાં સુધી તે અબંધુ છે. ( તે પ્રમાણે ચિત્તને આત્મજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી તેની જીવ સંજ્ઞા કહેવાય છે. ) આકાશે જેવી રીતે શૂન્યતા પ્રકટ કરેલી છે, તેવી રીતે ચૈતન્યરૂપી આત્માને અજ્ઞાન વડે પોતાના સંકલ્પથી જીવપણું પ્રકટ કરેલું છે. આત્મા છે તે જ અનાત્માની પેઠે જગતમાં જીવરૂપે જણાય છે. નેત્રદોષથી જેમ આકાશમાં બે ચંદ્રમા દેખાય છે, તેવી રીતે સત્—અસત્ રૂપે આ જગત ઉત્પન્ન થયું છે. મોહના નિમિત્તરૂપ બંધ અને મોક્ષ, એ બે શબ્દનું પણ અત્યંત અસંભવપણું છે; કારણ કે આત્માને સત્યપણું હોવાથી તેને બંધન અથવા મોક્ષ કેમ જ ઘટે ? બંધ કે જેનો નિત્ય અસંભવ છે, તેનો સંભવ માની 'હું બંધાયો છું' એમ મા[illegible] એ પણ કુકલ્પના છે; તેમ જ મોક્ષ પણ કલ્પનામાત્ર છે, વાસ્તવિક રીતે નથી.

રામ બોલ્યા : હે પ્રભુ! પ્રથમ કહેવામાં આવ્યું છે કે, મનમાં જેવો નિશ્ચય થાય છે, તે પ્રમાણે થાય છે, પણ તેના અન્યથા થતું નથી. ત્યારે જે માણસે મનથી બંધનની કલ્પના કરી છે, તેને કાલ્પનિક ( કલ્પનાથી થયેલો ) બંધ નથી એમ કેમ કહેવાય ?

વસિષ્ઠ બોલ્યા : જેવી રીતે સ્વપ્નમાં થયેલી કલ્પના મિથ્યા છે, તેવી રીતે મૂર્ખ માણસને થયેલી બંધની કલ્પના પણ મિથ્યા છે. અને તેવી જ રીતે મોક્ષની કલ્પના છે, તે પણ મિથ્યા છે. આ પ્રમાણે બંધ અને મોક્ષ એ બંને અજ્ઞાનથી જ થયેલ છે. હે મહાબુદ્ધિમાન! વાસ્તવિક રીતે બંધ પણ નથી તેમ મોક્ષ પણ નથી. જ્યાં સુધી

અજ્ઞાન હોય ત્યાં સુધી દોરીમાં સર્પની કલ્પના થાય છે. પણ હે પ્રાજ્ઞ! જ્ઞાન થયા પછી તેવી કલ્પના થતી નથી. તે જ પ્રમાણે, બંધ—મોક્ષની કલ્પના પણ જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી છે, તત્ત્વજ્ઞાન થયા પછી તેવી કલ્પનાની શાંતિ થાય છે. હે રાઘવ! અજ્ઞાની માણસને બંધ—મોક્ષનો મોહ થાય છે, પણ જ્ઞાનીને બંધ—મોક્ષનો મોહ થતો નથી. હે સુભગ! પ્રથમ મન ઉત્પન્ન થયું, ત્યાર પછી બંધ અને મોક્ષની દૃષ્ટિ થઈ અને ત્યાર પછી ભુવનરૂપ પ્રપંચની રચના થઈ. એ પ્રમાણે બાળકની આખ્યાયિકાની પેઠે દૃઢ મૂળવાળી આ સ્થિતિ પ્રતિષ્ઠા પામી છે. ૧-૪૩

**आदौ मनस्तदनुबंधविमोक्षदृष्टी पश्चात् प्रपंचरचना भुवनाभिधाना । इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठामाख्यायिका सुभगबालजनोदितेव ॥ ४३ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'ચિત્તચિકિત્સાપૂર્વક ચિત્તોત્પત્તિવર્ણન' નામનો
સર્ગ ૧૦૦મો સમાપ્ત

# સર્ગ ૧૦૧ મો*

## બાલક-આખ્યાયિકા

राम उवाच

**किमुच्यते मुनिश्रेष्ठ बालकाख्यायिकाक्रमः ! क्रमेण कथयैतन्मे मनोवर्णनकारणम् ॥ १ ॥**

રામ બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ! બાળકની આખ્યાયિકાનો ક્રમ લોકમાં કેવી રીતે કહેવાય છે? જે મનના વર્ણનનું કારણ છે, તે તમે મને ક્રમપૂર્વક કહો.

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! એક સમયે કોઈ એક મુગ્ધ બુદ્ધિવાળા (યુક્ત તથા અયુક્તના વિચારથી રહિત) બાળકે પોતાની ધાવને કહ્યું કે, "હે ધાત્રી! વિનોદ થાય એવી કોઈ પણ કથા (કહાણી) કહે. હે મહામતિમાન! બાળકનાં આવાં વચન સાંભળીને, તેણે બાળકના વિનોદને માટે નિર્મળ તથા મીઠાં વચનોવાળી આ કથા કહેવાનો આરંભ કર્યો.

ધાત્રી બોલી : 'અત્યંત અસત્' નામના એક નગરમાં ત્રણ સુંદર મહાત્મા રાજપુત્રો રહેતા હતા. તેઓ ધાર્મિક તથા શૂરવીર હતા. વિસ્તારવાળા તે શૂન્ય નગરમાં, તેઓ જાણે આકાશમાં જળતારકો હોય એવી રીતે રહેતા હતા. તે ત્રણમાંથી બેનો જન્મ નહોતો થયો તથા એક ગર્ભમાં જ રહેલો નહોતો. હવે કોઈ કાળે તે રાજપુત્રોના બાંધવોનું મરણ થયું તેથી તેઓ ખેદ પામ્યા અને શોકથી તેમનું ચિત્ત હરાઈ ગયું. પછી તે ત્રણે જણ પોતાના નગરના સમાજ સાથે એકમત થઈને કોઈ ઉત્તમ નગરનો લાભ લેવા માટે તે શૂન્ય નગરમાંથી બહાર નીકળ્યા. તે સમયે આકાશમાંથી બુધ, શુક્ર અને શનૈશ્ચરે જાણે પ્રયાણ કર્યું હોય એવા તે જણાતા હતા. તે ત્રણે રાજપુત્રોનાં અંગ શિરીષનાં× પુષ્પ જેવાં કોમળ હતાં. તેમને પાછળથી સૂર્ય તપાવતો હતો. ગ્રીષ્મઋતુના તાપથી ખેદ પામેલાં પલ્લવો જેમ કરમાઈ જાય તેમ તેઓ માર્ગમાં દિવસને વખતે કરમાઈ ગયા. માર્ગમાં તપી ગયેલી રેતીથી તેમનાં ચરણકમળ દાઝી જતાં હતાં અને તેથી તેઓ જૂથમાંથી જુદા પાડેલા મૃગની પેઠે 'હાય! બાપલા!' એમ કહી શોક કરતા હતા. દર્ભના અગ્રભાગથી તેમના પગ વીંધાઈ જતા હતા. તાપથી તેમનાં અંગના સાંધાઓમાં દુઃખ થતું હતું અને ધૂળ ઊડવાથી તેમનું શરીર ધૂળમય થઈ રહેતું હતું. એવી રીતે તેમણે ઘણો લાંબો પંથ કાપ્યો એટલે તેમણે ત્રણ વૃક્ષો જોયાં. તે ત્રણે વૃક્ષો મંજરીના સમૂહથી યુક્ત હતાં. ફળ—પલ્લવથી શોભતાં હતાં અને માર્ગમાં મૃગ તથા પક્ષીગણના આધારરૂપ હતાં. તે ત્રણ વૃક્ષમાંથી બે વૃક્ષ કાંઈ પણ ઊગ્યાં નહોતાં અને ત્રીજા વૃક્ષમાં સારી રીતે ઊગવાનું બીજ પણ નહોતું.

* આ એકસો એકમા સર્ગમાં હજારો વિકલ્પવાળી સંસૃતિમાં મનના સંકલ્પ વિના કાંઈ પણ વસ્તુ નથી, એમ બતાવવા માટે બાળકની આખ્યાયિકા દૃષ્ટાંતરૂપે કહેવાશે.

× સરસડો.

થાકી ગયેલા તે ત્રણ રાજપુત્રોએ તેમાંના એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધી. સ્વર્ગમાં પારિજાતના વૃક્ષ તળે ઈન્દ્રલોકમાં રહેનારને જેવો આનંદ થાય, તેવો તેમને ત્યાં આનંદ થયો. તેમણે તે અમૃત સમાન વૃક્ષના ફળનું ભોજન કર્યું, તેના રસનું પાન કર્યું, તેની મંજરીની માળા કરી અને ઘણી વાર વિશ્રાંતિ લઈને ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. થોડે દૂર ગયા પછી મધ્યાહ્ન સમયે ત્રણ નદીઓ તેમના જોવામાં આવી. તેમાં અનેક પ્રકારનાં મોજાં ઊછળતાં હતાં. તે ત્રણ નદીમાંથી એક નદી સુકાઈ ગઈ હતી અને બે નદીમાં કાંઈ પણ પાણી હતું નહિ. આથી તે આંધળાની આંખો જેવી હતી. તે ત્રણ નદીમાંની જે નદી સુકાઈ ગયેલી હતી, તેમાં તે રાજપુત્રોએ આદરથી સ્નાન કર્યું. ઉનાળાના તાપથી દુઃખ પામતાં માણસો જેમ નદીમાં ક્રીડા કરે છે તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેમ ગંગામાં જળક્રીડા કરે છે, તેમ તેમણે તેમાં ઘણી વાર સુધી જળક્રીડા કરી. પછી દૂધ જેવા જળનું પાન કર્યું અને તેમણે હર્ષ પામીને ત્યાંથી આગળ ચાલવા માંડ્યું. દિવસને અંતે સૂર્ય અસ્ત થવાને સમયે ભવિષ્યમાં જેનું નિર્માણ થવાનું છે એવા અને પર્વતના જેવા ઊંચા એક નગર પાસે આવ્યા. તે નગરની ઉપર સુંદર ધજા હતી અને નીચે કમલિની શોભતી હતી. તેમાં નીલ આકાશના જેવાં સુંદર જળાશય હતાં. ત્યાં નગરમાં થતા ગાનની સ્વરમૂર્છના દૂરથી સાંભળવામાં આવતી હતી. તે નગરમાં તેમણે સુંદર ત્રણ ભવનો જોયાં. તે ભવનો જાણે મહાપર્વતનાં મણિમય તથા સુવર્ણમય શિખરો હોય તેમ શોભતાં હતાં. તે ત્રણ ભવનમાંથી બે ભવનનું તો નિર્માણ જ થયેલું નહોતું અને એક ભવન ભીંત વિનાનું હતું. એ ત્રણ ભવનમાં જે એક ભીંત વિનાનું સુંદર ભવન હતું, તેમાં તે ત્રણ રાજપુત્રોએ પ્રવેશ કર્યો. તે ભવનમાં પ્રવેશ કરી, વિહાર કરતા હતા, તેવામાં તપાવેલા સોના જેવાં ત્રણ સ્થાલીપાત્રો તેમને પ્રાપ્ત થયાં. તે ત્રણ પાત્રમાંથી બે પાત્ર ભાંગેલાં હતાં અને એકનો ભૂકો હતો. તેમાંથી દીર્ઘ બુદ્ધિવાળા તે રાજપુત્રોએ ભૂકારૂપી સ્થાલીનું ગ્રહણ કર્યું. તેમાં તે બહુ ખાનારાઓએ નવ્વાણું દ્રોણ તથા એક દ્રોણથી ન્યૂન એવા સો દ્રોણ ચોખા રાંધ્યા અને ત્રણ બ્રાહ્મણને જમવાનું આમંત્રણ દીધું. તે ત્રણ બ્રાહ્મણમાંથી બેના દેહ જ નહોતા અને એકને મુખ નહોતું. તેમાંથી મુખ વિનાના બ્રાહ્મણે સો દ્રોણ ચોખાનું ભોજન કર્યું તથા અવશેષ રહેલા અન્નનું રાજપુત્રોએ ભોજન કર્યું. એ પ્રમાણે હે પુત્ર! ભવિષ્યમાં નિર્માણ થનાર તે નગરમાં તે ત્રણે રાજપુત્રો પરમ તૃપ્તિ પામ્યા તથા મૃગયા રમતા આજ સુધી સુખે રહ્યા છે. હે અનઘ! આ પ્રમાણે એ મનોહર કથા મેં તમારી પાસે કહી સંભળાવી, હૃદયમાં આ કથાનું મનન કરજે, તેથી તું પંડિત થઈશ.

વસિષ્ઠ બોલ્યા : આ પ્રમાણે હે રામ! ધાત્રીએ બાળક પાસે શુભ કથા કહી અને તે આખ્યાયિકા સાંભળીને બાળકને આનંદ થયો. કમળનાં જેવાં સ્વચ્છ નેત્રવાળા હે કમળલોચન રામચંદ્રજી! મેં પ્રથમ તમારી પાસે ચિત્તાખ્યાન કહ્યું અને ત્યાર પછી આ બાળકની કહાણી કહી સંભળાવી. મેં જે પ્રમાણે તમને બાળકની કહાણી કહી, તે પ્રમાણે કલ્પેલા ઉગ્ર દૃઢસંકલ્પથી આ સંસારની સ્થિતિની રચના રચાયેલી છે. હે અનઘ! વિકલ્પના સમૂહથી બંધ—મોક્ષની કલ્પના વડે પ્રતિભાસરૂપ આ જગત જોવામાં આવે છે. સંકલ્પ વિના કાંઈ પણ વસ્તુ નથી. જે કાંઈ આ જોવામાં આવે છે, તે સંકલ્પથી જ છે. સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વત, નદી અને દિશાઓ એ સઘળું સ્વપ્નની પેઠે સંકલ્પથી રચાયેલું છે. ભવિષ્યમાં તમારા નગરમાં જે પ્રમાણે રાજપુત્રો છે તથા જે પ્રમાણે સંકલ્પની રચના છે, તે પ્રમાણે આ જગતની સ્થિતિ છે. જળમાં જેમ જળમય એવા ચંચળ સમુદ્રની સ્ફુરણા થાય છે, તેમ આત્માને વિષે સંકલ્પમાત્રની સ્ફુરણા થાય છે. સૂર્યના તથા જનસમૂહના વ્યાપારથી જેમ દિવસ વૃદ્ધિ પામે તેમ પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થયેલ

આ જગત પરમાત્માના વ્યાપારથી વૃદ્ધિ પામે છે. આ સમગ્ર જગત સંકલ્પના સમૂહની કલ્પનામાત્ર છે. મનોવિલાસ તથા રાગ વગેરેની વૃત્તિઓ પણ સંકલ્પમાત્ર છે; માટે હે રામ! સંકલ્પમાત્રનો ત્યાગ કરીને તથા નિશ્ચયપણાથી નિર્વિકલ્પ પદનો આશ્રય કરીને તમે શાંતિ પામો. ૧—૩૯

**संकल्पजालकलनैव जगत्समग्रं संकल्पमेव ननु विद्धि विलासचैत्यम् । संकल्पमात्रमलमुत्सृज निर्विकल्पमाश्रित्य निश्चयमवाप्नुहि राम शांतिम् ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'બાલકઆખ્યાયિકા' નામનો સર્ગ ૧૦૧ મો સમાપ્ત

# સર્ગ ૧૦૨ મો*

## અહંકાર અને સંકલ્પના નાશનો ઉપાય

वसिष्ठ उवाच

**स्वसंकल्पवशान्मूढो मोहमेति न पंडितः । अक्षये क्षयसंकल्पान्मुह्यते शिशुरेव हि ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! મૂઢ માણસ પોતાના સંકલ્પના વશપણાથી મોહ પામે છે, પણ પંડિત મોહ પામતો નથી. અક્ષય વસ્તુમાં બાળક હોય તે જ ક્ષયના સંકલ્પથી મોહ પામે છે.

રામ બોલ્યા: હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા! તમે કહેલ સંકલ્પિત ક્ષય કયો તથા કોણે કરેલો છે? કોને લીધે આ આત્મા અસત્‌ના નિમિત્તે કરી મહામોહરૂપ સંસારના ભ્રમનું ગ્રહણ કરે છે?

વસિષ્ઠ બોલ્યા: બાળક જેવી રીતે મિથ્યા ભૂતની કલ્પના કરે છે, તેવી રીતે અસત્‌ ભૂતસમૂહે 'અહંકાર' નામના ક્ષયની કલ્પના કરેલી છે. સર્વ વસ્તુ એક પરમ વસ્તુને વિષે રહેલી છે, ત્યારે અહંકાર કેવી રીતે અને કયાંથી ઉદય થયો? વાસ્તવિક રીતે અભેદરૂપ પરમાત્મામાં અહંકાર છે નહિ, છતાં જેમ તીવ્ર તડકામાં મૃગજળ દેખાય છે, તેમ અજ્ઞાનથી તે દેખાય છે. જેમ જળના આશ્રયથી જળ જોવામાં આવે છે, તેમ આત્માના આશ્રયથી મનરૂપી ચિંતામણિમાંથી સંસારનો આરંભ જણાય છે. માટે હે રામચંદ્રજી! આશ્રયરહિત અજ્ઞાનનો ત્યાગ કરીને આશ્રય સહિત સત્ય આનંદરૂપ જ્ઞાનનો આશ્રય કરો. વિચાર કરવો એ બુદ્ધિનો ધર્મ છે, માટે મોહ અને સંરંભનો ત્યાગ કરી સત્ય વસ્તુનો વિચાર કરો અને અસત્યનો ત્યાગ કરો. બંધન નથી તે છતાં બંધન છે, એવી રીતે કહી શા માટે વૃથા ખેદ પામો છો? આત્મતત્ત્વ અનંત છે, માટે કોનું કેવી રીતે બંધન થાય છે? અવિભિન્ન મહાત્માને વિષે અનેક તથા એકની કલ્પના છે નહિ અને આ સર્વ બ્રહ્મતત્ત્વ છે, માટે તેને વિષે બંધ અથવા મોક્ષ હોય જ કયાંથી? દુઃખરહિત છતાં તે દુઃખવાળું હોય એમ જણાય છે. અંગ કપાઈ ગયા પછી શા માટે ખેદ કરવો? ભેદ તથા અભેદના વિકારરૂપી દુઃખ આત્માને વિષે નથી, દેહનો નાશ થયો તથા ક્ષતનો ક્ષય થયો તેમાં આત્માને શી હાનિ પ્રાપ્ત થઈ? ધમણ બળી જવાથી ધમણમાં રહેનાર વાયુનો નાશ થતો નથી, તેમ દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી. પુષ્પનો નાશ થાય તોપણ આકાશનો આશ્રય કરીને રહેનાર આમોદ( ગંધ )નો નાશ થતો નથી; તેમ દેહ પડી જાય અથવા દેહનો ઉદય થાય તેમાં આત્માને શી હાનિ છે? શરીરરૂપી કમળમાં સુખઃદુખ રૂપી હિમ પડે, તેમાં આકાશમાં ઊડનારા આપણા જેવા ભ્રમરને શી હાનિ પ્રાપ્ત થઈ? ગમે તો દેહ પડી જાય, ગમે તો તે ઉદય પામે અને ગમે તો તે ગગનાંતરમાં જાય, તોપણ મારું રૂપ તેનાથી વિલક્ષણ છે, માટે તેમાં મને શી હાનિ થાય? હે રામચંદ્રજી! મેઘને તથા વાયુને અને કમળને તથા ભ્રમરને જેવો સંબંધ છે, તેવો જ સંબંધ તમારા શરીરને અને આત્માને છે. હે રામ! મન છે તે જ સકળ જગતનું શરીર છે અને મન તે જ આદિશક્તિ છે. ચિદાત્મા તો મનથી પણ આદિ છે તેથી તેનો નાશ થતો નથી. હે પ્રાજ્ઞ! આત્માનો કોઈ દિવસ નાશ નથી, તેમ તે કયાંય જતો પણ નથી. માટે તમે શા માટે વૃથા ખેદ પામો છો? વાદળાં વિખેરાઈ જાય છે, ત્યારે વાયુ આકાશના અનંતપદમાં પ્રયાણ કરે છે અને કમળ સુકાઈ જાય છે, ત્યારે

* આ એકસોબેમા સર્ગમાં અહંકાર તથા સંકલ્પના ક્ષયના ઉપાયનું તેમ જ પરમાત્માની નિત્યતાનું નિરૂપણ કરવામાં આવશે.

ભ્રમર પણ આકાશમાં ઊડી જાય છે; તેવી રીતે દેહનો ક્ષય થાય છે, ત્યારે આત્મા પણ આકાશનો આશ્રય કરે છે. આ સંસારમાં વિહાર કરતા મનનો પણ જ્ઞાનરૂપી અગ્નિ વિના નાશ થતો નથી, ત્યારે આત્માના નાશની તો વાત પણ કેમ જ સંભવે? જેવી રીતે કુંડબદરન્યાય તથા ઘટાકાશનો ન્યાય છે, તેવી રીતે દેહ અને આત્માની વિનાશ અને અવિનાશમાં સ્થિતિ છે. હાથમાં રાખેલું કૂંડુ ફૂટી જાય ત્યારે કૂંડામાં રાખેલાં બોર હાથમાં રહે છે, તેવી રીતે દેહ નષ્ટ થાય ત્યારે આત્મા (જીવ) વાસનારૂપ આકાશમાં રહે છે. ઘડો જ્યારે ફૂટી જાય છે, ત્યારે ઘટાકાશ મહાકાશમાં મળી જાય છે, તેવી રીતે દેહનો ક્ષય થાય છે ત્યારે દેહી (આત્મા) નિરામય રહે છે. જંતુનો મનરૂપી દેહ, દેશ અને કાળથી અંતર્હિત છે અને મરણરૂપી લૂગડાથી ઢંકાઈ જાય છે માટે શઠ મનને વિષે શા માટે ખેદ કરવો? હે મહાબાહુ મૂઢ માણસ દેશ તથા કાળના અદૃશ્ય થવારૂપી મરણમાં શા માટે ભય રાખે છે? આત્માનો નાશ થયો એવું કોઈએ જોયું નથી. એટલા માટે હે રામચંદ્રજી! જેમ આકાશમાં ઊડનાર પક્ષી પાંખ આવ્યા પછી ઇંડાનો ત્યાગ કરે છે, તેમ તમે અહંકારરૂપી મિથ્યા વાસનાનો ત્યાગ કરો. રાગદ્વેષ વડે માનસી શકિત ઈષ્ટ તથા અનિષ્ટને બંધનરૂપ છે અને તે શકિતથી જ સ્વપ્નની પેઠે ભ્રાંતિની વૃથા કલ્પના થાય છે. અવિદ્યા દુરંત (મુશ્કેલીથી નાશ કરાય એવી) છે, દુઃખને માટે વૃદ્ધિ પામી છે અને જાણવામાં આવે તેવી નથી. તે અવિદ્યા આ અસત્ જગતનો વિસ્તાર કરે છે. આકાશનું મલિન દેખાવું એ જેમ ઝાકળનો સ્વભાવ છે, તેમ આ અસત્ સત્ય જગત દેખાવું એ અવિદ્યાનો સ્વભાવ છે. દીર્ઘકાળના સ્વપ્નની પેઠે અવિદ્યાએ આ અસત્ જગત સત્ રૂપ કલ્પેલું છે. જેવી રીતે અનિર્મળ નેત્રને ભાવનામાત્રથી આકાશમાં બે ચંદ્રનું કર્તાપણું જણાય છે, તેવી રીતે મનને પણ ભાવનામાત્રથી જગતનું કર્તાપણું જણાય છે. હે રામ! સૂર્યદેવતા પોતાના તાપથી બરફને ઓગાળી નાખે છે, તેવી રીતે તમે વિચારથી અવિદ્યાના સ્વરૂપનો લય કરો. સૂર્યના ઉદયથી હિમનો નાશ ન થાય તો તેના ઉદયમાં ઈષ્ટસિદ્ધિ થતી નથી, તેવી રીતે સદ્વિચારથી મનનો નાશ ન થાય તો ઈષ્ટસિદ્ધિ થતી નથી. જેમ ઈન્દ્રજાળ રચનાર અસુર અસત્ સુવર્ણનો મેઘ વરસાવે છે, તેમ તત્ત્વ જાણવામાં ન આવ્યું હોય તો અવિદ્યા અનર્થનો વિસ્તાર કરે છે. મન પોતાના નાશની ક્રિયા કરે છે અને 'આત્મસંહાર' નામના નાટકમાં મન નૃત્ય કરે છે. ચિત્ત પોતાના નાશ માટે જ આત્માને જુએ છે, પણ દુર્બુદ્ધિને લીધે પાસે આવેલા વિનાશને જોતું નથી. જે વિવેકી પોતાના મનના નાશનો ઉપાય શોધે છે, તેને સંકલ્પમાત્રથી મન જ તેવો ઉપાય બતાવે છે, માટે તેમાં કલેશ ઘટતો નથી. વિવેકના સંસ્કારવાળું મન પોતાના સંકલ્પ—વિકલ્પના અંશનો ત્યાગ કરીને આત્મજ્ઞાનને ઉત્પન્ન કરે છે. મનના નાશથી સર્વ પુરુષાર્થનો લાભ થતાં દુઃખનો નાશ થાય છે; માટે મનના બહિર્વ્યાપારના પ્રયત્નનો ત્યાગ કરીને મનનો નાશ થવામાં પ્રયત્ન કરો. કોઈથી પણ નાશ ન થાય એવા આ સંસારરૂપી મહાવનમાં સુખ—દુઃખરૂપ ઘાટાં વૃક્ષોના સમૂહ છે અને તેમાં વિષમ મૃત્યુરૂપી મોટા સર્પ રહેલા છે. હે સુભગ! તેમાં વિવેકહીન સમર્થ મન જ મહાન આપત્તિના કારણરૂપ છે. વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી એટલામાં તો દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને સાયંકાળનાં નિત્યકર્મ કરવા સારુ ત્યાંથી ઊઠીને સ્નાન કરવા ગઈ. પછી જ્યારે રાત્રિ વીતી અને સૂર્યનાં કિરણો ફૂટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી. ૧—૪૧

**इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम। स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ४१ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ઉપદેશકરણ' નામનો સર્ગ ૧૦૨ મો સમાપ્ત

## વાલ્મીકિનો સાતમો દિવસ સમાપ્ત

# સર્ગ ૧૦૩ મો*

## અવિવેકી મનથી થતા અનર્થોનું વર્ણન

वसिष्ठ उवाच

**परस्मादुत्थितं चेतस्तत्कल्लोल इवार्णवात् ।**
**स्फारतामेत्य भुवनं तनोतीदमितस्ततः ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જેમ સમુદ્રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે; તેવી રીતે પરમાત્મામાંથી ચિત્ત ઉત્પન્ન થયેલું છે અને તે વૃદ્ધિ પામીને આ જગતનો વિસ્તાર કરે છે. ચિત્ત હ્રસ્વ વસ્તુને દીર્ઘ કરે છે; દીર્ઘ વસ્તુને હ્રસ્વ કરે છે; પોતાપણાને અન્યપણું કરે છે અને પોતે અન્યપણાને પામે છે. જે વસ્તુ પ્રાદેશ ( તર્જની તથા અંગુઠાને પહોળાં કરવાથી જે પ્રમાણ થાય તે ) માત્ર હોય તેને પોતાની ભાવનાથી તે મોટા પર્વતના જેવી પ્રકાશમાન કરે છે. આવી રીતે પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલું મન તે પરમાત્માની જ સત્તાથી શક્તિ મેળવી નિમિષમાત્રમાં સંસાર કરે છે ને તેનો લય પણ કરે છે. સ્થાવર તથા જંગમ જે જોવામાં આવે છે, તે સર્વ ચિત્તમાંથી જ થયેલું છે. દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યશક્તિથી આકુળ થયેલું મન નટની પેઠે ચપળપણાથી એક વસ્તુના આકારમાંથી બીજી વસ્તુના આકારને પામે છે. મન સત્ વસ્તુને અસત્ કરે છે, સત્તાને અસત્તારૂપ કરે છે તથા સુખદુઃખને ગ્રહણ કરે છે. ચંચળ મન જે સમયે જે પ્રમાણે કામ કરવાનો આરંભ કરે છે, તે સમયે હાથ—પગ વગેરે અવયવો પણ તે જ પ્રમાણે કામ કરવાનો પ્રયત્ન કરે છે. જળથી સિંચન કરેલી લતા સમય જતાં જે પ્રમાણે ફળ આપે છે, તે પ્રમાણે મન જેવી ક્રિયા કરે છે, તેવું તેને ફળ મળે છે. હે રામ! ઘરમાં રહેલો બાળક ભીના કાદવમાંથી જેવી રીતે વિચિત્ર રમકડાં કરે છે, તેવી રીતે મન પોતાના વિકલ્પથી વિચિત્ર જગતને રચે છે. બાળક રમતમાં જે જે રમકડાં રચે છે, તે જેમ મિથ્યા છે, તેમ મનથી કલ્પિત જગત પણ મિથ્યા છે. ઋતુનો વિભાગ ( ફેરફાર ) કરનાર કાળ જેવી રીતે કોઈ સમયે વૃક્ષનું અન્યથારૂપ કરે છે, તેવી રીતે ચિત્ત પદાર્થમાં અન્યથાપણું કરે છે. ચિત્તના મનોરથમાં સ્વપ્નમાં તથા સંકલ્પમાં ઘણા યોજનનો સમૂહ પણ ગાયનાં પગલાં જેટલો અલ્પ જણાય છે. મન કોઈ સમયે એક કલ્પને ક્ષણ જેવો કરે છે તથા એક ક્ષણને કલ્પ જેવો કરે છે; તેથી દેશ અને કાળનો ક્રમ પણ મનને આધીન છે. તીવ્રપણું, મંદપણું, બહુપણું તથા અલ્પપણું ઈત્યાદિ ભેદથી મનની સર્વ શક્તિનો ત્યાગ કરવાને કોઈ સમર્થ નથી. વૃક્ષમાંથી જેમ પલ્લવ ઉત્પન્ન થાય છે તેમ મોહ, સુભ્રમ, અનર્થ, દેશ તથા કાળ એ સઘળું ચિત્તમાંથી ઉત્પન્ન થાય છે. જેવી રીતે જળ એ જ સમુદ્ર છે તથા ઉષ્ણતા એ જ અગ્નિ છે, તેવી રીતે ચિત્ત એ જ વિવિધ આડંબરવાળો સંસાર છે. કર્તા, કર્મ અને કરણ, ભોક્તા, ભોગ્ય અને ભોગ, તેમ જ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ નવ પ્રકારનો સંચાર ચિત્તરૂપ જ છે. સુવર્ણની પરીક્ષા કરનાર માણસ જેમ કુંડળ, મુકુટ, કડાં તથા બીજાં આભૂષણથી શોભતા આકારનો ત્યાગ કરીને જેમ તે સુવર્ણ છે એમ જ જાણે છે, તેવી રીતે વિવેકી માણસ જગતમાં રહેલ ભુવન તથા વનની વિચિત્રતાનો ત્યાગ કરીને તે સર્વ ( જગત તથા તેમાંની વસ્તુ ) ચિત્તરૂપ જ છે એમ જાણે છે. ૧—૧૯

**चित्तं जगन्ति भुवनानि वनान्तराणि संलक्ष्यते स्वयमुपागतमात्मभेदः । केयूरमौलिकटकश्च लसत्स्वरूपं त्यक्त्वैव काञ्चनधियेव जनेन हेम ॥ १९॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણમાંનો 'ચિત્તમાહાત્મ્ય' નામનો સર્ગ ૧૦૩ મો સમાપ્ત

---

* આ એકસોત્રણમા સર્ગમાં મુમુક્ષુના વિવેક સારુ, અવિવેકી મનથી જે જે અનર્થ થાય છે, તેનું વર્ણન કરવામાં આવશે.

# સર્ગ ૧૦૪ મો*

## લવણાખ્યાન-ઇંદ્રજાળથી થયેલી રાજાની સ્થિતિ

**वसिष्ठ उवाच**

**अत्र ते शृणु वक्ष्यामि वृत्तान्तमिममुत्तमम् ।**
**जागतीन्द्रजालश्रीश्चित्तायत्ता यथा स्थिता ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કેવી રીતે જગતરૂપી ઈન્દ્રજાળની શોભા ચિત્તને અધીન રહેલ છે તે વિષે હું તમને એક વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો. આ પૃથ્વીની પીઠ ઉપર અનેક પ્રકારનાં વનોથી યુક્ત એવો 'ઉત્તરપાંડવ' નામનો એક મોટો દેશ હતો. તે દેશનાં ગાઢ અને ગહન વનોમાં તપસ્વી લોકો વિશ્રાંતિ લેતા હતા, ત્યાં ઉપવન તથા નગરમાં વિદ્યાધરની સ્ત્રીઓએ લતાના હિંડોળા બાંધેલા હતા. વાયુને લીધે કમળના કેસરાઓ ઊડતા હતા; તેથી પર્વત પિંગળા રંગના લાગતા હતા. ત્યાં પુષ્પના સમૂહરૂપી વનમાળાનાં ઘરેણાં શોભતાં હતાં. ગામની પાસેના અરણ્યમાં કરંજની મંજરીની કુંજમાં તેના ગુચ્છ લાગેલા હતા. ઊંચાં વધેલાં ખજૂરીનાં ઝાડથી ગામ ઢંકાઈ ગયાં હતાં તથા તેના શબ્દથી આકાશ શબ્દાયમાન થઈ રહ્યું હતું. પાકેલી ડાંગરના ક્યારા ઉત્કૃષ્ટ પીળા મણિના વર્ણ જેવા શોભતા હતા. વન તથા જંગલમાં મયૂરોના નાદ સંભળાતા હતા, સારસપક્ષીના શબ્દથી આખું વન શબ્દ કરતું હોય એમ જણાતું હતું, તમાલનાં વૃક્ષોથી કાળા લાગતા પર્વતો કુંડળરૂપે રહેલા હતા. વિચિત્ર પ્રકારનાં પક્ષીઓના સમૂહ કાકલી સ્વરથી શબ્દ કરતા હતા. નદીને કાંઠે પુષ્પવાળાં પારિભદ્રનાં ઝાડથી રતાશ છવાયેલી હતી. ક્યારાનું રક્ષણ કરવા રહેલી કન્યાના ગાયનથી કામદેવનું હરણ થતું હતું, પુષ્પ તથા ફળને પૃથ્વી પર પાડવા માટે ચાલતા વાયુથી પુષ્પરૂપી મેઘ ઢંપતા હતા. મેરુ વગેરે પર્વતની ગુફા જેવા ગૃહમાંથી સિદ્ધ, ચારણ તથા બંદીગણ બહાર નીકળતા હતા, તેથી સ્વર્ગની શોભાનું પૃથ્વી ઉપર નિર્માણ કરેલું હોય એમ જણાતું હતું. કેળનાં વૃક્ષોના સમૂહથી બનાવેલા મંડપમાં કિન્નર તથા ગંધર્વગણ ગાયન કરતા હતા. મંદ મંદ પવનના શબ્દથી દેશની ઉત્કૃષ્ટતા જણાતી હતી તથા પુષ્પના સમૂહથી યુક્ત ઉપવનને લીધે દેશનો પાંડુ (કાંઈક ધોળો ને પીળો) વર્ણ જણાતો હતો. ઉપર પ્રમાણે શોભીતા દેશમાં પૃથ્વી ઉપર ઉદય પામેલો જાણે સૂર્ય હોય, તેવી રીતે પરમ ધર્મવાળો તથા હરિશ્ચંદ્રરાજાના કુળમાં ઉત્પન્ન થયેલો 'લવણ' નામનો એક રાજા હતો. તે રાજાના યશરૂપી પુષ્પની રજ વડે પાંડુ (ધોળા) વર્ણનાં થયેલાં શિખરવાળા પર્વતો જાણે ભસ્મ ચોળેલા શંકર હોય એવા શોભતા હતા. તેણે પોતાના ખડ્ગથી શત્રુના સમૂહનો નિઃશેષ નાશ કર્યો હતો તે રાજાના સ્મરણમાત્રથી તેના શત્રુને જ્વર આવતો હતો. જેવી રીતે લોકો હરિના ચરિત્રનું સ્મરણ કરે છે, તેવી રીતે પવિત્ર લોકો આર્યલોકોનું પાલન કરવામાં ઉદાર, સમારંભવાળા તેના ચરિત્રનું બહુ સ્મરણ કરતા હતા. મેરુપર્વતના શિખર ઉપર દેવોના મંદિરમાં રહેલી અપ્સરાઓ પણ તે રાજાના ગુણનું ગાન કરતી હતી. અપ્સરાના ગાયનથી દેવોએ સાંભળેલા તે રાજાના ગુણગાનનું બ્રહ્મદેવના અભ્યાસી હંસો અનુકરણ કરતા હતા. તેની ઉદાર ચમત્કૃતિ અસાધારણ હતી. દીનતાનો દોષ સ્વપ્નમાં પણ તે રાજામાં સાંભળવામાં આવતો નહોતો. કપટને તો તે રાજા જાણતો જ નહોતો અને અવિનયપણું તેણે નજરે પણ જોયું નહોતું. બ્રહ્મા જેમ અક્ષરમાળાને ધારણ કરે, તેમ તેણે ઉદારતાને અંગીકાર કરી હતી. કોઈ એક દિવસ બે પ્રહર દિવસ ચડ્યા પછી મોટી સભા ભરીને તે રાજા સિંહાસન ઉપર બિરાજ્યો. તે સભામાં આકાશમાં ચંદ્રમાની પેઠે સુખાસન ઉપર રાજા શોભતો હતો. સામંતની સેના ત્વરાથી સભામાં પ્રવેશ કરતી હતી, સુંદરીઓ ગાન કરતી હતી, સામંત લોકો

---

* આ એકસોચારમા સર્ગમાં લવણરાજનું આખ્યાન કહેવાશે; તેમાં રાજાના દેશની તથા રાજસભાની સ્થિતિ અને ઇન્દ્રજાળ જોતાં વિસ્મયની સ્થિતિનું વર્ણન આવશે.

સભામાં બેઠા હતા અને વીણાના મનોહર શબ્દો માણસના મનને આનંદ ઉપજાવતા હતા. ત્યારે હાથમાં મનોહર ચામર ગ્રહણ કરીને, દાસીઓ રાજાને ચામર ઢોળતી હતી અને બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય જેવા મંત્રીમંડળે સભામાં વિશ્રાંતિ લીધી હતી. મંત્રીલોકો રાજ્યનું કામ ચલાવતા હતા અને કેટલાક નિપુણ માણસો દેશની વાતો કરતા હતા. એક બાજુ ઈતિહાસમય પવિત્ર પુસ્તકો વંચાતાં હતાં અને પાસે જ બંદીલોકો વિનયપૂર્વક પુણ્યકારક સ્તુતિપાઠ કરતા હતા. ઉપર પ્રમાણે સભા ભરાઈ હતી તેવામાં મેઘ જેમ વરસાદ કરવા મોટા મોટા દળથી પૃથ્વીમાં પ્રવેશ કરે, તેમ એક ઇન્દ્રજાળ કરનાર માણસ મોટા ખટાટોપથી ( ઉચિત વેશ—અલંકાર અને ગુણદર્શક ચાંદ આદિને ધારણ કરતો ) સભામાં આવ્યો. ફળવાળું વૃક્ષ જેમ પાસે રહેલા પર્વતને પ્રણામ કરે, તેમ તેણે શિખર સમાન ઉન્નત સ્કંધવાળા તે રાજાને પ્રણામ કર્યો. સારી છાયાવાળા, ઊંચી શાખાવાળા, ફળ-વાળા અને પુષ્પથી શોભતા ઝાડ પાસે આવીને જેમ વાંદરો બેસે, તેમ તે ઇન્દ્રજાળ કરનારો રાજા પાસે આવીને બેઠો. જેમ ભ્રમર કમળને કહે, તેમ ચપળ તથા અર્થના લંપટ તે ઇન્દ્રજાળ કરનાર માણસે ઊંચી કાંધવાળા તો રાજાને આ પ્રમાણે કહ્યું: 'હે વિભુ! આકાશમાંનો ચંદ્ર પૃથ્વી જુએ, તેવી રીતે હું તમને એક મિથ્યા રમત બતાવું, તે તમે તમારા આસન પર બેઠા બેઠા જુઓ.' એ પ્રમાણે કહીને અનેક પ્રકારની રચનાના બીજરૂપ જાણે પર-માત્માની માયા હોય, તેમ તેણે ભ્રમ ઉત્પન્ન કરનાર મોરપીંછની મૂઠ ફેરવી. જેમ વિમાનમાં બેઠેલા ઇન્દ્રદેવતા પોતાની ધનુષ્યરૂપી લતાને જુએ, તેમ તે રાજાએ અનેક પ્રકારના વર્ણથી શોભતી તે ઇન્દ્રજાળ કરનારની મોરપીંછની મૂઠ દીઠી. થોડી વાર થયા પછી ત્યાં જેમ તારાના સમૂહથી શોભીતા આકાશમાર્ગમાં મેઘ આવે તેમ તે સભામાં એક અશ્વનું પાલન કરનાર માણસ આવ્યો.દેવલોકમાં પ્રસન્ન થયેલ ઇન્દ્ર પાસે જેમ ઉચ્ચૈ:શ્રવા ઘોડો આવે, તેમ સૌમ્ય તથા પરમ વેગવાળો એક ઘોડો તેને અનુસરીને ત્યાં આવ્યો. ઉચ્ચૈ:શ્રવા ઘોડા સાથેનો ક્ષીરસમુદ્ર જેમ ઇન્દ્ર કહે, તેમ તે ઘોડાને ગ્રહણ કરીને તેનું પાલન કરનાર માણસે રાજાને આ પ્રમાણે કહ્યું કે. હે મહીપતિ આ ઘોડો ઉચ્ચૈ:શ્રવા ઘોડાની જેમ રત્નરૂપ છે અને એ વેગથી ચાલવા-માં મૂર્તિમાન પવન જેવો છે. હે પ્રભુ! અમારા રાજાએ આ ઘોડો આપને ભેટ તરીકે મોકલ્યો છે; કારણ કે મોટા માણસને વસ્તુ અર્પણ કરવાથી શોભા વધે છે. આ પ્રમાણે બોલ્યા પછી, જેમ મેઘની ગર્જના શાંત થાય પછી ચાતક મેઘને પ્રાર્થના કરે છે, તેમ તે ઇન્દ્રજાળ કરનાર માણસે રાજાને કહ્યું કે, 'હે પ્રભુ! જેવી રીતે પોતાના પ્રતાપથી અધિક શોભાવાળી પૃથ્વીમાં સૂર્યદેવતા ફરે છે, તેવી રીતે તમે આ સુંદર ઘોડા ઉપર બેસીને પૃથ્વીમાં વિહાર કરો.' તેણે એ પ્રમાણે કહ્યું એટલે મયૂર જેમ ગડગડાટ કરતા મેઘ તરફ દૃષ્ટિ કરે, તેમ તે રાજાએ ઘોડા તરફ દૃષ્ટિ કરી, તેણે ક્ષણવાર ઘોડા તરફ દૃષ્ટિ કરી, ત્યાં તો ઘોડાને જોતાંજોતાં એ રાજા ચિત્રમાં આલેખેલો હોય તેવો થઈ ગયો. પાન કરવાને તત્પર થયેલા અગસ્ત્ય ઋષિને જોઈને જેમ પ્રથમ ક્ષોભ પામેલો સમુદ્ર પોતાની અંદર રહેલાં જળચર સહિત સ્થિર થઈ રહે, તેમ તે ઘોડાને જોતાં આસન પર બેઠેલા રાજાનાં નેત્ર સ્થિર થઈ ગયાં. રાગરહિત મુનિ બ્રહ્માનંદમાં મગ્ન થઈને જેમ સમાધિમાં રહે, તેવી રીતે બે મુહૂર્ત સુધી તે રાજા આત્મામાં ધ્યાનથી આસક્ત હોય તેવી રીતે આસન પર બેસી રહ્યા. તે સમયે પોતાના પ્રતાપથી બીજા બળવાનને જીતનાર આ રાજા કાંઈક વિચાર કરે છે, એમ ધારી સભાના કોઈ પણ માણસે તે રાજાને જાગ્રત કર્યા નહિ, છતાં ચંદ્રમાનાં સ્થિર કિરણવાળી રાત્રિઓ જેવી ચામર ઢોળનારી તે સ્ત્રીઓનાં ચામર માત્ર સ્થિર થઈ ગયાં હતાં. જેમ માટીનાં કરેલા કમળકેસરાંઓ સ્પંદરહિત હોય છે, તેમ ત્યાં

વસિષ્ઠ બોલ્યા : પરમતત્ત્વ શાંત પરમપદમાં આ જ પ્રમાણે રહેલું છે, પણ તેમાં સર્ગ તથા સર્ગનું નામ પણ કાંઈ નથી. મહાસાગરમાં જળ છે, તેવી રીતે પરમેશ્વરમાં સર્ગ રહેલો છે, પણ જળમાં દ્રવપણું હોવાથી તેમાં સ્પંદનધર્મ છે, ત્યારે પરમાત્માનું પદ સ્પંદરહિત છે. સૂર્યાદિ પોતાને વિષે પ્રકાશ પામે છે, પણ પરમપદને તે પ્રકાશ કરતા નથી. પ્રકાશ થવો એ સૂર્યાદિનું તત્ત્વ છે અને પરમપદ છે તે તો પ્રકાશ વગેરે ક્રિયાથી રહિત છે. જેવી રીતે સમુદ્રમાં ઊંચાપણું તથા નીચાપણું નથી, પણ જળમાત્ર સ્ફુરે છે, તેવી રીતે પરમાત્મામાં તત્પરાયણ આ જગત અનેક પ્રકારે સ્ફુરે છે. જ્યાં સુધી પરિપકવ જ્ઞાન થયું ન હોય, ત્યાં સુધી સર્ગ જોવામાં આવે છે; અને તે જ સર્ગ સંપૂર્ણ જ્ઞાન થયા પછી શાશ્વત બ્રહ્મસ્વરૂપ રૂપે જણાય છે. આકાશમાં આકાશાંતર નથી તેવી રીતે એક પરમાર્થમાં બીજું પરમાર્થ નથી. આથી સર્ગ છે તે બ્રહ્મની સંજ્ઞા છે, એવો વિદ્વાન માણસનો નિશ્ચય છે, ચિત્તથી સર્ગ જોવામાં આવે છે અને ચિત્તાથી સર્ગનો ક્ષય જોવામાં આવે છે, જેમ કડાં વગેરેનો ભ્રમ સુવર્ણમાં શાંત થાય છે, તેવી રીતે સર્ગનો ભ્રમ પરમાત્માના પરમ શાંત પદમાં નાશ પામે છે. ચિત્તની શાંતિ થવાથી સર્ગ જો સત્ય હોય તોપણ અસત્ય જણાય છે, તથા ચિત્તનો ઉદય થવાથી અસત્ વસ્તુમાં સાચી સત્તા મળે છે. અહંતાથી યુકત ચિત્તના સંવેદન વડે સર્ગના સંભ્રમને લીધે ભ્રમણ થાય છે તથા અસંવેદનથી પરમ શાંતપદ જણાય છે, પણ તે જડપણું નથી એમ તમે સમજો. કારીગરની દૃષ્ટિએ પુરુષની ચાતુરી તથા ચાતુરીના કર્મની ક્રિયાવાળી માટીની સેના, એ માટીરૂપ જ છે; તેવી રીતે જ્ઞાનની દૃષ્ટિએ અનેક પ્રકારે જણાતો આ સર્ગ શિવરૂપ જ છે. એ પ્રમાણે ઉત્પત્તિ તથા નાશથી રહિત તથા મધ્યમાં દોષથી રહિત આ જગત પરબ્રહ્મરૂપ જ છે અને પૂર્ણસ્વરૂપમાં પૂર્ણરૂપે રહેલું છે. જે આ સર્ગ જણાય છે, તે બ્રહ્મરૂપ જ અને બ્રહ્મને વિષે રહેલો છે. તેમ આકાશ આકાશમાં વિશ્રાંતિ પામે છે, તેમ શાંત અને શિવરૂપ પરમ પદમાં શાંતશિવરૂપ આ જગત વિશ્રાંતિ પામ્યું છે. નવ યોજનના વિસ્તારવાળા નગરનું અરીસામાં પ્રતિબિંબ પડે તેમાં દૂર તથા અદૂરપણું કાંઈ નથી, તેવી રીતે પરમાત્મામાં દૂર તથા સમીપપણાનો ક્રમ નથી. અસત્ રૂપે તથા સત્ રૂપે પણ આ વિશ્વ અભ્યુદય પામેલું છે. અભેદરૂપે જોવાથી આ વિશ્વ સત્ રૂપ તથા ભેદરૂપે જોવાથી અસત્ રૂપ જણાય છે. આ સર્ગ અરીસામાં પ્રતિબિંબિત નગર જેવો છે, મૃગતૃષ્ણાના જળ જેવો છે અને બે ચંદ્રના ભ્રમ જેવો છે; તેમાં સત્યતા કયાંથી? ઈન્દ્રજાળ કરનાર માણસ માયાનું ચૂર્ણ નાખે તેથી જેમ આકાશમાં માયિક નગરની ભ્રાંતિ થાય છે, તેમ સાર તથા અસારરૂપ આ જગત ચિત્તમાં પ્રકાશ પામે છે. જ્યાં સુધી સદ્વિચારરૂપી અગ્નિથી અવિદ્યારૂપી લતાનો, જૂની લતાની પેઠે બળાત્કારે મૂળમાંથી નાશ કર્યો નથી, ત્યાં સુધી તે અવિદ્યા ઘણીક શાખાના વિસ્તારથી ગહન તથા અનેક પ્રકારનાં સુખ-દુ:ખરૂપ એવા વનને ઉત્પન્ન કરે છે. ૧—૪૧

**यावद्विचारदहनेन समूलदाहं दग्धा न जर्जरलतेव बलादविद्या। शाखाप्रतानगहनानि बहूनि तावन्नानाविधानि सुखदुःखवनानि सूते ॥४१॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'હેમોર્મિઉપદેશ' નામનો સર્ગ ૧૧૯મો સમાપ્ત

## સર્ગ ૧૨૦ મો*

### લવણરાજાના સંબંધમાં ચંડાલીનો વિલાપ

वसिष्ठ उवाच

**हेमोर्मिकादिवन्मिथ्या कथितायाः क्षयोन्मुखम्। त्वमहं त्वमविद्यायाः शृणु राघव कीदृशम् ॥१॥**

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! જેનું સ્વરૂપ મેં તમને સુવર્ણની વીંટીની પેઠે મિથ્યા

* આ એકસોવીસમા સર્ગમાં લવણ રાજાએ ફરીથી વિંધ્યપર્વતમાં જઈ પ્રથમ જોયેલું ચંડાળનું સ્થાનક જોયું; તથા ચંડાળની સ્ત્રી કે જે પોતાની સાસુ હતી, તેની સાથે તેણે સંવાદ કર્યો એટલું કહેવામાં આવશે.